# દ્રવ્ય સહાયકોની નામાવલી

૨૫૧–૦૦ પૂ૦ ગણિવર્ય શ્રી ચિદાનંદસાગરજી મહારાજ તથા પૂ૦ હિતસાગરજી મ. પૂ૦ કૈવલ્યસાગરજી મ. ની શુભ-પ્રેરણાથી સાયણ નિવાસી સ્વ. કંકુબેન દેવચંદ જૈન ટ્રસ્ટ તરફથી.

૧૦૦૧–૦૦ પ૦ પૂ૦ આગમોદ્ધારક આચાય દેવશ્રી આનન્દસાગર-સૂરીશ્વરજી મ૦ ના તપસ્વી શિષ્યરત્ન દીપસાગરજી તથા પૂ૦ ઉપાધ્યાયજી ક્ષમાસાગરજી મહારાજના પ્રશિષ્ય મુનિરાજ શ્રી શશિપ્રભસાગરજી મ૦ ની શુભ પ્રેરણાથી સુરત છાપરીયા શેરીના મોટા ઉપાશ્રયના શ્રી જૈન સંઘના જ્ઞાનખાતાતરફથી.

૫૦૧–૦૦ વિદુષી સાધ્વી તિલકશ્રી મ૦ ની સુશિષ્યા પરમ વિદુષી માલવદેશોદ્ધારિકા સાધ્વીજી મનોહરશ્રી મ૦ ની શુભપ્રેરણાથી શ્રી જૈન શ્વેતાંબરધર્મોત્તેજક મહિલા-મંડળ તરફથી.

૧૦૧–૦૦ વિદુષી સાધ્વી સમેતશિખરતીર્થોદ્ધારિકા સા૦ શ્રી રંજન શ્રી મ૦ ના સુશિષ્યા વિદુષી સાધ્વી શ્રી રેવતીશ્રીજી મ૦ ની શુભપ્રેરણાથી શેઠ મછુભાઈ દીપચંદની ધર્મશાળામાં થયેલ આવકમાથી સુરત

૧૦૧–૦૦ શ્રીસમેતશિખરતીર્થોદ્ધારિકા સાધ્વી શ્રી રંજન-શ્રીજી મ૦ ના પરમ વિનયી સુશિષ્યા પ્રવિણાશ્રીજી મ૦ ની શુભપ્રેરણાથી ધુલીયા શ્રાવિકા બેનો તરફથી.

૧૦૧–૦૦ શિરપુર શ્રાવિકાબેનો તરફથી.

૧૦૧-૦૦ પૂ૦ આચાર્યદેવશ્રી કેશરસૂરીશ્વરજી મહારાજના સમુદાયના વિદુષી સાધ્વી કાર્યદક્ષા નેમશ્રીજીમ૦ કરેલ અઠ્ઠાઈ તપ તથા સાધ્વી રત્નત્રયાશ્રીજી એ કરેલ સિદ્ધિતપ, વારિષેણાશ્રીએ કરેલ ક્ષીરસમુદ્ર મંજુલાશ્રીજી એ કરેલ ૪૯મીઓળી ત્રિલોચનાશ્રી એ કરેલ ૭૩મી ઓળી, તરૂણપ્રભાશ્રી એ કરેલ ૨૪-૨૫મી ઓળી, મેરૂશિખાશ્રીએ કરેલ અઠ્ઠાઈની તપસ્યા નિમિત્તે

૧૦૧-૦૦ વિદુષી સાધ્વી તિલકશ્રી મ૦ના સુશિષ્યા મૃગેન્દ્રશ્રીજી મ૦ના પરમ વિનયી શિષ્યા વિનિતયશાશ્રીજી મ૦ની શુભ પ્રેરણાથી દાદા સંઘની બેનો તરફથી

૫૧-૦૦ સુરત નિવાસી પ્રેમચંદભાઈ નાનાભાઈ લાકડાવાળા તરફથી.

૫૧-૦૦ કાટોલ નિવાસી મહેતા હિંમતલાલ છબાભાઈના ધર્મપત્ની આસુદબેને કરેલ વર્ષી તપના પારણા નિમિત્તે તેમના સુપુત્ર નરેન્દ્રકુમાર તરફથી

✱

---

મુદ્રક વસંતલાલ રામલાલ શાહ પ્રગતિ મુદ્રણાલય,
ખપાટિયા ચકલા સુરત.
પ્રકાશક શ્રી બાબુચંદ સ. કેરચંદ મ ાસી શ્રી જૈન પુસ્તક પ્રચારક સંસ્થા
ગોપીપુરા સુરત.

# પ્રકાશકીય-નિવેદન

આ ગ્રંથનું નામ પર્વ-માહાત્મ્ય છે તેની અંદર પરમ પૂજ્ય તારક ગુરૂદેવ આગમોદ્ધારક આચાર્યદેવશ્રી **આનંદસાગરસૂરીશ્વર** મહારાજ શ્રીએ આપેલા પર્વ ઉપરનાં વ્યાખ્યાનો છે. પૂજ્ય ગુરૂદેવશ્રીના ઉપદેશથી જ 'શ્રી જૈન-પુસ્તકપ્રચારક-સંસ્થા'ની સ્થાપના થએલી છે, અને તે સંસ્થામાથી પૂ૦ આગમોદ્ધારક આચાર્યદેવશ્રી **આનંદસાગરસૂરીશ્વરજી** મ૦ ના પ્રખર અનુરાગી મુનિરાજ શ્રી ગુણસાગરજી મ૦ ની શુભપ્રેરણાથી અત્યાર સુધીમાં 'આગમોદ્ધારક-સંગ્રહ' ના ભાગ તરીકે ૨૧ ભાગ બહાર પડ્યા છે. અને જે આ પુસ્તક આપના હાથમાં આવે છે તે ભાગ. ૨૨ મો છે. શહેરો કે ગામડામાં પણ ગુજરાતીમાં છપાએલ વ્યાખ્યાનના ઉપયોગથી ચતુર્વિધસંઘને સારો લાભ થશે.

આ ભાગનું સંશોધન કાર્ય પરમ પૂજ્ય આગમોદ્ધારકશ્રીના **અનન્ય-પટ્ટધર** મૂલીનેરશ-પ્રતિબોધક શાંતમૂર્તિ ગચ્છાધિપતિ આચાર્ય-ભગવાન્ **શ્રીમાણિક્યસાગરસૂરીશ્વરજી** મ૦ ના પરમ વિનયી શતાવધાની ગણિવર્યશ્રી લાભસાગરજી મ. કરેલ છે.

પ્રકાશનના દરેક કાર્યોમા મુનિરાજશ્રી અરૂણોદયસાગરજી મ; મુનિશ્રી શશીપ્રભસાગરજી મ; બાલદીક્ષિત મુનિશ્રી પુણ્યોદયસાગરજી મ; તથા બાલમુનિશ્રી મહાબલસાગરજી મહારાજે પણ મદદ કરી છે. તેથી દરેક પૂજ્ય મહાત્માઓના અમો અત્યંત ઋણી છીએ.

આ પુસ્તક સરલતાથી વાંચી શકાય માટે વિષયાનુક્રમ આપેલ છે અને પૂજ્યશ્રીના જીવનનો પરિચય પ્રસ્તાવનામાં આપેલ છે. સૌ કોઈ વાંચન- મનનનો લાભ લે એજ ભાવનાં.

લી.

**મદ્રાસી પાનાચંદ સાકેરચંદ**
**ઝવેરી શાંતિચંદ છગનભાઇ**

# પ્રસ્તાવના

આ ગ્રંથનું નામ પર્વ-માહાત્મ્ય રાખવામાં આવ્યું છે યુક્તિ સંગત છે જૈનશાસનમાં અનેક આરાધ્ય પર્વો છે તેમાંથી સા પર્વોના માહાત્મ્યને જણાવનારી આઠ દેશનાઓ આ પુસ્તકમાં છે તે આ પ્રમાણે.

| | | | |
|---|---|---|---|
| પ્રભુ મહાવીરની અન્તિમ દેશના૧ | ૨ | પોષદશમી દેશના | |
| સૌભાગ્યપંચમી દેશના | ૩ | મહાવીર જન્મ-કલ્યાણ દેશના | ૬ |
| કાર્તિકી પૂર્ણિમા દેશના | ૪ | અક્ષયતૃતીયા પર્વ-દેશના | ૭ |
| મૌન એકાદશી દેશના | ૫ | | ૮ |

જેમના મન વચન અને કાયાના યોગ શ્રુત શાસ્ત્રરૂપી સાગરના તરંગોમાં તરતા હતા અને જેઓ શ્રુત જૈનાગમોના પ્રકાશનમાં સદા પ્રવૃત્ત રહેતા હતા યોગ અને અયોગ (યોગાયોગ)ના વિવેકમાં નિપુણ હતા ગાંભીર્ય ગુણના ગૌરવથી યુક્ત હતા આગમોદ્ધારકની શ્રેષ્ઠ પદવીથી વિભૂષિત હતા, જેઓએ આ દુર્ગમ (કઠિન) કાર્યમાં પોતાના સ્વપ મહાનાદ શબ્દને સત્ય સિદ્ધ કર્યો હતો એવા સાંપ્રત સમયમાં અર્ધપદ્માસને નિર્વાણ પામનાર પરમ પૂજ્ય આગમોદ્ધારક આચાર્યદેવ શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજે આ સાત પર્વો પર આઠ દેશનાઓ આપેલ છે

તેઓશ્રી તો જગત પ્રસિદ્ધ જ છતાં ય તે પૂજ્યશ્રીના પરિચય આપવો આવશ્યક છે તે નીચે પ્રમાણે જૈનત્વ મયનો ઉત્કર્ષ સાધવામાં અને સિદ્ધ કરવા માટે સતત પરિશ્રમ કરનારા, વિવિધ વિષયોને અંગે નાની મોટી અનેક કૃતિઓ રચનારા પૂર્વાચાર્યોની પ્રૌઢકૃતિઓના પઠન-પાઠન અને સંપાદનના કાર્યોમાં તલ્લીન રહેનારા જૈન જનતાના પ્રાણ સ્વરૂપ આગમોના સંરક્ષણાર્થ ભારતભરમાં સુપ્રસિદ્ધ સિદ્ધક્ષેત્રમાં અને સર્વપુરમાં શ્રમણ ભગવાન મહાવીર પરમાત્માના શાસનમાં ૨૫૦૦ વર્ષમાં

# પ્રકાશકીય-નિવેદન

આ ગ્રંથનું નામ પર્વ-માહાત્મ્ય છે તેની અંદર પરમ પૂજ્ય તારક ગુરૂદેવ આગમોદ્ધારક આચાર્યદેવશ્રી **આનંદસાગરસૂરીશ્વર** મહારાજ શ્રીએ આપેલા પર્વ ઉપરનાં વ્યાખ્યાનો છે. પૂજ્ય ગુરૂદેવશ્રીના ઉપદેશથી જ 'શ્રી જૈન-પુસ્તકપ્રચારક-સસ્થા'ની સ્થાપના થએલી છે, અને તે સંસ્થામાથી પૂ૦ આગમોદ્ધારક આચાર્યદેવશ્રી **આનંદસાગરસૂરીશ્વરજી** મ૦ ના પ્રખર અનુરાગી મુનિરાજ શ્રી **ગુણસાગરજી** મ૦ ની શુભપ્રેરણાથી અત્યાર સુધીમાં 'આગમોદ્ધારક-સંગ્રહ' ના ભાગ તરીકે ૨૧ ભાગ બહાર પડ્યા છે. અને જે આ પુસ્તક આપના હાથમાં આવે છે તે ભાગ. ૨૨ મો છે. શહેરો કે ગામડામાં પણ ગુજરાતીમાં છપાએલ વ્યાખ્યાનના ઉપયોગથી ચતુર્વિધસંઘને સારો લાભ થશે.

આ ભાગનું સંશોધન કાર્ય પરમ પૂજ્ય આગમોદ્ધારકશ્રીના **અનન્ય-પટ્ટધર** મૂલીનેરશ-પ્રતિબોધક શાતમૂર્તિ ગચ્છાધિપતિ આચાર્ય-ભગવાન્ **શ્રીમાણિક્યસાગરસૂરીશ્વરજી** મ૦ ના પરમ વિનયી શતાવધાની ગણિવર્યશ્રી લાભસાગરજી મ. કરેલ છે.

પ્રકાશનના દરેક કાર્યોમા મુનિરાજશ્રી અરૂણોદયસાગરજી મ; મુનિશ્રી શશીપ્રભસાગરજી મ; બાલદીક્ષિત મુનિશ્રી, પુણ્યોદયસાગરજી મ; તથા બાલમુનિશ્રી મહાબલસાગરજી મહારાજે પણ મદદ કરી છે. તેથી દરેક પૂજ્ય મહાત્માઓના અમો અસંત ઋણી છીએ.

આ પુસ્તક સરલતાથી વાંચી શકાય માટે વિષયાનુક્રમ આપેલ છે અને પૂજ્યશ્રીના જીવનનો પરિચય પ્રસ્તાવનામા આપેલ છે. સૌ કોઈ વાંચન- મનનનો લાભ લે એજ ભાવનાં.

લી.

**મદ્રાસી પાનાચંદ સાકેરચંદ**
**ઝવેરી શાંતિચંદ છગનભાઇ**

# પ્રસ્તાવના

આ ગ્રંથનું નામ પર્વ-માહાત્મ્ય રાખવામાં આવ્યું છે યુક્તિ સંગત છે જૈનશાસનમાં અનેક આરાધ્ય પર્વો છે તેમાંથી સદ્ પર્વોના માહાત્મ્યને જણાવનારી આઠ દેશનાઓ આ પુસ્તકમાં છે તે આ પ્રમાણે.

| | | | |
|---|---|---|---|
| પ્રભુ મહાવીરની અન્તિમ દેશના | ૧ ૨ | પોષદશમી દેશના | ૬ |
| સૌભાગ્યપંચમી દેશના | ૩ | મહાવીર જન્મ-કલ્યાણ દેશના | ૭ |
| કાર્તિકી પૂર્ણિમા દેશના | ૪ | અક્ષયતૃતીયા પર્વ-દેશના | ૮ |
| મૌન એકાદશી દેશના | ૫ | | |

જેમના મન વચન અને કાયાના યોગ શ્રુત શાસ્ત્રરૂપી સાગરના તરંગોમાં તરતા હતા અને જેઓ શ્રેષ્ઠ જૈનાગમોના પ્રકાશનમાં સદા પ્રવૃત્ત રહેતા હતા યોગ અને અયોગ (યોગાયોગ)ના વિવેકમાં નિપુણ હતા ગાંભીર્ય ગુણના ગૌરવથી યુક્ત હતા આગમોદ્ધારકની શ્રેષ્ઠ પદવીથી વિભૂષિત હતા. જેઓએ આ દુષમ (કઠિન) કાળમાં પોતાનામાં સ્વયં મહાનાદ શબ્દને સત્ય સિદ્ધ કર્યો હતો એવા સામ્રત સમયમાં અર્ધપદ્માસને નિર્વાણ પામનાર પરમ પૂજ્ય આગમોદ્ધારક આચાર્યદેવ શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજે આ સાત પર્વો પર આઠ દેશનાઓ આપેલ છે

તેઓશ્રી તો જગત પ્રસિદ્ધ જ છતાં પણ તે પૂજ્યશ્રીના પરિચય આપવો આવશ્યક છે તે નીચે પ્રમાણે જૈનવાઙ્મયનો ઉત્કર્ષ સાધવામાં અને સિદ્ધ કરવા માટે સતત પરિશ્રમ કરનારા, વિવિધ વિષયોને નાની મોટી અનેક કૃતિઓ રચનારા પૂર્વાચાર્યોની પ્રૌઢકૃતિઓના પઠન પાઠન અને સંપાદનના કાર્યોમાં તલ્લીન રહેનારા જૈન જનતાના પ્રાણ-સ્વરૂપ આગમોના સંરક્ષણાર્થ ભારતભરમાં સુપ્રસિદ્ધ સિદ્ધક્ષેત્રમાં અને સૂર્યપૂરમાં શ્રમણ ભગવાન મહાવીર પરમાત્માના શાસનમાં ૨૫૦૦ વર્ષમાં

## પૂજ્યશ્રીએ રાજાને પણ પ્રતિબોધ્યા હતા.

૧. માલવપ્રદેશમાં શૈલાનાનરેશ દિલીપસિંહજી મહારાજાને પ્રતિબોધ કરી જીવદયાનો પડહો વગડાવ્યો અને બીજા બે રાજાઓ (સમેલીઆ અને પંચેડના) ને પણ પ્રતિબોધ કરેલ તેમજ જૈનશાસન ઉપર થતા સ્વ અને પરના આક્રમણોનો હર હંમેશ પ્રથમ પ્રતિકાર કરતા હતા. આ રીતે તેમનું આખું જીવન જૈનશાસનની સેવામાં જ વ્યતીત થએલું છે.

વળી પાણીતાણામાં ૨૫૦૦ લગભગ પ્રતિમાની અંજનશલાકા મહોત્સવ થએલ તેમા ૪૦૦૦૦ માણસોની હાજરી અને મહામંગલકારી ઉત્સવના ૧૩ દિવસમા પાણીતાણામાં કોઇનું ય મૃત્યુ થયું નથી મસાણ (સ્મશાન) બંધ. આજ શાસનનો મહાન્ પ્રભાવ આ બધું બનવું પૂર્વ-ભવની મહાન્ પુણ્યાઈ હોય તો જ બને ખરેખર આ તેઓશ્રીના પુણ્યે જ બન્યું છે.

આવી જીવન પર્યંત આગમસાહિત્ય, સંઘસેવા, તીર્થસેવા અને શાસનમા અનેક ધાર્મિક પ્રસંગો–ઉદ્યાપન, ઉપધાન, દીક્ષાઓ, પ્રતિષ્ઠાઓ કરાવનાર અને અંતસમયે પંચમકાલમા અદ્વિતીય અંતિમ આરાધના કરનાર, પૂજ્યપાદ, આગમવાચનાદાતા, આગમપુરૂષના ઉપદેશક યુગપ્રધાન–સદૃશ વિક્રમસંવત્ ૧૯૯૯ ના મહા વદ ૨ આગમમંદિરમાં બીરાજમાન પ્રતિમાજી આદિની અંજનશલાકા અને મહાવદ–૫ના પ્રતિષ્ઠા પાલી-તાણામાં તથા વિક્રમસંવત્ ૨૦૦૪ ના મહા સુદ–૩ શુક્રવારે શ્રી વર્દ્ધમા-નતામ્રપત્રાગમમંદિરમાં બીરાજમાન પ્રતિમાજી આદિની પ્રતિષ્ઠા કરાવનાર અને સુરત. શેઠ મંછુભાઈ દીપચંદની ધર્મશાળામા વિક્રમ સંવત્ ૨૦૦૫ ના માઙુર્માસમા પોતાનો અંતસમય જાણી અંતિમ આરાધના માટે 'આરાધના–માર્ગ' નામના ગ્રંથની રચના કરનારા, વિક્રમસંવત્ ૨૦૦૬ ના વૈશાખ સુદ ૫ થી પંદર દિવસ અનશન સ્વીકારવા પૂર્વક અર્ધપ-

ઘાસને મૌન અવસ્થામાં રહી તેમાં જ વિક્રમ સંવત્ ૨૦૦૬ના વૈશાખ વદ-૫ શનિવાર સા૦ ટા૦ ૪ ક ૩૨ મિ અમૃતને ચોઘડીએ પોતાના અનન્ય પટ્ટધર ગચ્છાધિપતિ આચાર્યદેવશ્રી માણિક્યસાગર સૂરીશ્વરજી મહારાજના સન્મુખ ચતુર્વિધ સંઘની હાજરીમાં નમસ્કાર-મહામંત્રનું સ્મરણ કરતા કરતા નિર્વાણ પામ્યા

પૂજ્ય ગુરુદેવશ્રી તો ચાલ્યા ગયા પણ આપણા માટે તેઓશ્રીની સ્મૃતિ માટે સુરત શહેરની અંદર ગોપીપુરામાં શ્રી વર્ધમાન જૈન તામ્રપત્રાગમમંદિર છે તેની સામે જ સરકારી પેઢીએ પરવાનગી લઈને શ્રી આગમોદ્ધારક-સંસ્થાની પોતાની જગ્યામાં પ૦ પૂ આગમોદ્ધારક ગુરુદેવશ્રીનો અગ્નિસંસ્કાર કરવામાં આવેલ છે અને તેજ જગ્યા ઉપર રૂ. ૮૮૦૦૦ ના ખર્ચે બંધાવાએલ ભવ્યગુરુમંદિરમાં પ૦ પૂ ધ્યાનસ્થ ગુરુદેવશ્રીની પ્રતિમા બીરાજમાન કરવામાં આવેલ છે માત્ર ૧૦૦ ની માનવમેદની વચ્ચે વિક્રમ સંવત્ ૨૦૦૭ ના મહાસુદ ૭ શુક્રવારના રોજ તેઓશ્રીના અનન્ય-પટ્ટધર-સ્વામીની આજ્ઞામાં અત્યારે ૪૦ સાધુ-સાધ્વી જ્ઞાન-ધ્યાન તપસ્યા આદિની આરાધના કરી રહેલ છે ને પૂજ્ય ગચ્છાધિપતિ આચાર્ય ભગવાન શ્રી માણિક્યસાગરસૂરીશ્વરજી મહારાજ પાસે કરાવે છે

શ્રી આગમોદ્ધારક ગુરુમંદિરમાં રહેલ વિશિષ્ટ પ્રસંગોની નોંધ આગમોદ્ધારકની અમૃતદેશના અને નવપદમાહાત્મ્યમાં જુઓ

પાર્શ્વનાથ જન્મકલ્યાણક દિન
વિ. સં ૨૦૨૭ માગશર વદ ૧

લી.
આ. શ્રી આનંદસાગરસૂરીશ્વરશિષ્ય
ગુણસાગર

# વિષયાનુક્રમ.

અને અધ્યયનાદિ જે કહેવાય તે નિરૂપણ, કથન વગેરે. વ્યાખ્યાન અને કથનમાં અત્યારે પણ ભેદ તો ખરોજ ને? સભામાં થાય તે વ્યાખ્યાન અને સામાન્યથી વગર સભાએ ભેગા થયેલાઓને કહેવાય તે કથન. તેવી રીતે ભગવાન્ પણ સમવસરણમાં, પરિષદ્‌માં દે તે દેશનાઃ તે વિના કહ્યુ તે નિરૂપણ–કથન. શ્રીકલિકાલ-સર્વજ્ઞ ભગવાન્ જે ભગવાન્ શ્રીમહાવીરદેવની છેલ્લી દેશના કહે છે તે માનો કે સમવસરણમાંનો ભગવાનનો છેલ્લો સંદેશો, છેલ્લો ઢંઢેરો છે.

છેલ્લો ઢંઢેરો.

એ છેલ્લો ઢંઢેરો જાહેર કરતાં પહેલાં કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીહેમચંદ્રસૂરીશ્વરજીમહારાજા જણાવે છે કે मुण्डे मुण्डे मतिर्भिन्ना મસ્તકે મસ્તકે જુદી જુદી મતિ હોય છે, તેથી દરેક બાબતમાં મતભેદ હોય છે. પણ એક બાબત એવી છે કે જેમાં કોઈની મતિમાં ભેદ નથી. એમાં મતભેદ કે વિચારને અવકાશ જ નથી. ચાહ્ય તો સૂક્ષ્મ એકેન્દ્રિયનો જીવ હોય, ચાહ્ય પચેન્દ્રિયનો જીવ હોય, ચાહ્ય તો નારકીનો જીવ હોય, ચાહ્ય તો દેવતાનો જીવ હોય પણ જીવ માત્રને ઇચ્છા સુખની છે. (सव्वे पाणा पियाउया सुहसाया दुक्खपडिकूला अप्पियवहा पियजीविणो जीविउकामा, आचा०, ) એમાં લેશ પણ મતભેદ નથી. કોઈ જીવ દુઃખની ઇચ્છા કરતો નથી, સૌ સુખજ વાંચ્છે છે. દરેકના પ્રયત્ન, ધર્માધર્મ, વૃત્તિપ્રવૃત્તિ જે કહો તે સુખનેજ માટે છે? સુખ મળો, ન મળો તે વાત જુદી છે પણ ઇચ્છા અને આચરણા સુખની, સુખ માટેની છે. આ એક મતિ મા[illegible]ભેદમાં દૃશ્યમાન છે.

પૂજા, પ્રભાવનાદિની મનોવૃત્તિ છે કે સંગ્રહની, લોભની, પરિગ્રહની તીવ્રવૃત્તિ છે. અર્થોપાર્જનની પ્રવૃત્તિ વખતે વૃત્તિ કઈ છે? જો પોતાને દ્રવ્યની જરૂર ન હોય અને ધર્મ માટેજ કમાતા હો, તો તો ધર્મ તેમ કરવાની ના કહે છે કેમકે ધર્મ એટલે ઇચ્છાનો ત્યાગ. ધર્મ માટે પૈસા પેદા કરવા એટલે તો જાણી જોઈને કચરામાં પગ મૂકવો અને પછી પગ ધોવા બેસવું તેના જેવું છે. પૈસો શું ધર્મસંસ્થાને આપી દેવા મેળવો છો? પૈસો કમાવાનો હેતુ ધન, ઇજ્જત, સાહ્યબી વગેરે વધારવા તથા વારસદારોને આપી જવાનો છે ને? પેદા કરેલા, સંચય કરેલા અર્થમાંથી સદુપયોગ કરી શકાય એ ખરૂં પણ ત્યાગના પરિણામ હોય તો દ્રવ્યનો સદુપયોગ થઈ શકે.

### ધર્મનો વારો ક્યારે રાખ્યો?

જો ત્યાગના પરિણામ ન હોય તો ત્યાંય દેવોત્તરમંદિર જેવું થાય. કલકત્તા તરફ એવો રિવાજ છે. ત્યાં દેવાલય કરાવે તો તેની આવકમાંથી કુટુંબ નીભે એવું ધોરણ પણ છે. દેવોત્તર એટલા માટે કે ઘરધણીને વેચવાની કે લેણદારને ટાંચની સત્તા નહિ. આપણો મુદ્દો એ છે કે ધન ધર્મ માટે કમાવાનું નથી. ધર્મ પણ એમ કરવાની ના કહે છે કમાયેલા ધનમાંથી ધર્મ થઈ શકે જરૂર, પણ ઘરમાં ચૂલો સળગાવવાનું કાર્ય કાંઈ ભીખારી, માગણવગેરે માટે થતું નથી. ચૂલો તો ઘરનાને ભોજન માટે રસોઈ કરવા સળગાવાય છે. રસોઈ થાય, ખવાય ઢોળાતા ફેંકાતાં બચે અને સૂઝે તો ભીખારીના ભાગ્યમાં સમજવું. તેમ અહીં પણ કમાવાય, ઘરના ખાનપાન મોજશોખના ખરચા કઢાય, વસ્ત્ર, પાત્ર, ફર્નીચર, અલંકારાદિ વસાવાય, ફેશનની ફીશી-

જરૂરના હાટે શાચ્યાં છે. દુનિયામાં જે વેપારી બે જાતનાં કાટલાં, બે ત્રાજવાં રાખે તે કેવો ગણાય? પણ ધર્મ તિમારી દયા ખાવાયોગ્ય હાલત સમજે છે. થોડા સમયથી ગાંડા બનેલાના બોલ્યા સામે ડોક્ટર ન જુએ, તો અનાદિકાલથી મોહમાયાની મદિરાથી ઉન્મત્ત બનેલાના બખાળા સામે ધર્મ ન જુએ. માટે તો તમે 'ફુરસદ નથી' કહો, ધક્કા મારો, તો પણ ધર્મ તો પોતાનું કાર્ય કરવાનો, કરવાનો, કરવાનો.

## ધણીધોરી વગરની હાલતમાં આધારભૂત કોણ?

આ તો થઈ ધર્મના સ્વરૂપની વાત. પણ તમારે વિચારવાનું ખરું કે નહિ? તમારે ધર્મની કિંમત સમજવાની જરૂર છે. દુનિયાદારીનો નિયમ છે કે બેઠેલા, રહેલાને દોડવું ભાગવું તેવા પ્રસંગે કેમ બને તેનો ખ્યાલ ન આવે. રોજ માલમલીદા ખાનારને ભૂખ કેમ વેઠાય તેનું ધ્યાન ન આવે, નીરોગીને વૈદ્યની જરૂરિયાતની કલ્પના ન આવે તેવી રીતે કંચનથી તમે ભરેલા છો, કુટુંબથી પરિવરેલા છો. સ્ત્રીઓની સેવાથી પોતાને ખુશખુશાલ માનો છો, કાયાથી જોરદાર છો એટલે તમને ભવિષ્યનો ખ્યાલ આવતો નથી. આ ચારે ચીજો (કુટુંબ, કંચન, કાયા, કામિની) માંથી એકે પણ ચીજ આગલ જવાબ દેનારી છે કે કેમ તેનો કદી વિચાર સરખો કર્યો? આ ચારેય ચીજ નિકાશના પ્રતિબંધવાળી છે. દેશાંતરે જનાર માટે નિકાશના પ્રતિબંધવાળી મિલકત શા કામની? જે વખતે ભવાંતર કરવો પડે ત્યારે દુર્ગતિથી કોણ બચાવશે? નિરાધારપણામાં ધણીધોરીવગરની પરિસ્થિતિમાં આધારભૂત કોણ? એક માત્ર ધર્મ જ.

## છેલ્લે જે મોક્ષ આપે તે ધર્મ.

દુનિયામાં આ રીતે ધર્મ જરૂરી છે. ધર્મ કહેવો કોને

જેના છેટે મોક્ષ હોય તે ધર્મ તદ્દભવે, એક, બે, ચાર ભવે કે કેટલાક ભવે પણ જેના છેડે મોક્ષ જરૂર હોય તે ધર્મ જેના છેટે મોક્ષ ન હોય તે ધર્મજ નથી આટલું લક્ષ્યમા લેશો તો સ્હેલાઈથી સમજી શકશો કે આત્મીય સુખ એટલે મોક્ષ તેનુ સાધન ધર્મ તથા પૌદ્ગલિક સુખ એટલે કામ તેનુ સાધન અર્થ મોક્ષ તથા કામ એ સાધ્ય છે જેના ધર્મ તથા અર્થ એ સાધન છે મોક્ષનુ સાધન ધર્મ છે, ધર્મનુ સાધ્ય મોક્ષ છે, કામનુ સાધન અર્થ છે, અર્થનુ સાધ્ય કામ છે અર્થ કામ ધર્મ અને મોક્ષ આ ચાર પદાર્થો જગતમા જાણીતા કે જગત્ માત્ર શબ્દ સમજે છે અર્થાત્ શબ્દમા તમામ એક મત છે સ્વરૂપની વાત આવે ત્યા મતભેદ, કેમકે સ્વરૂપની સમજણમા સ્ખલના રહેલી છે

## પુરૂષાર્થનો અર્થ.

દુનિયાના વ્યવહારમા વપરાતા શબ્દો તરફ નજર કરશો તો આ વાત તરત સમજાશે. શરીરમા લાહ્ય લાહ્ય સળગતી હોય છતા પણ તેને 'શીતળા' કહેવામા આવે છ ખારૂ છે છતા મીઠુ કહેવાય છે અને જે કયાય કામમા નથી આવતો છતા તેને મગળવાર કહેવામા આવે છે આ તો જાણો છો ને ! તેજ રીતે કોઈ કહે કે અર્થ કામ, ધર્મ તથા મોક્ષ એ ચારેય પુરૂષાર્થ છે તેમાં બે ચાર, પાચલાખ કમાણા તો 'અર્થ' નામનો પુરૂષાર્થ સાધ્યો ને ! ચોરી લૂટ કરી ભલે પણ પૈસો મેળવ્યો એય પુરૂષાર્થ તો ખરો ને ! રંડીબાજી કરી એય 'કામ નામનો પુરૂષાર્થ સાધ્યો ને ! આવુ વિચારનારે પુરૂષાર્થનો અર્થ સમજવાની જરૂર છે નારી પુરૂષ એટલે 'મનુષ્ય નથી નર' કે 'નારી નથી પણ 'જીવ છે જીવ માત્ર, આ ચારને

સાધ્ય ગણે છે ચાહ્ય તો એકેન્દ્રિયનો જીવ હોય કે ચાહ્ય તો પંચેન્દ્રિયનો જીવ હોય, ચાહ્ય તો દેવતાનો જીવ હોય કે ચાહ્ય તો નારકીનો જીવ હોય, તેઓનાં સાધ્યનું વર્ગીકરણ, અર્થ, કામ, ધર્મ, તથા મોક્ષ એ ચાર છે.

**અર્થ નામથી અર્થ, પર્યવસાને અનર્થ છે.**

દેવાધિદેવ શ્રીમહાવીરભગવાન્ પોતાની છેલ્લી દેશનામાં, છેલ્લા ઢંઢેરામાં જણાવે છે કે જગતના જીવોના ચાર સાધ્ય છેઃ અર્થ, કામ, ધર્મ તથા મોક્ષ આથી જીવોના બે વર્ગ પડી શકે. એક વર્ગ આત્મીય સુખ માટે પ્રયત્ન કરનારો જ્યારે એક વર્ગ પૌદ્‌ગલિક સુખ માટે પ્રયત્ન કરનારો. આત્મીય સુખ તે મોક્ષ, તેનું સાધન ધર્મ; પૌદ્‌ગલિક સુખ તે કામ, તેનુ સાધન અર્થ.

દુનિયા આ ચારેયને પુરૂષાર્થ કહે છે. સંસ્કૃત શિયાળને શિવ કહે છે. શિવ એટલે ઉપદ્રવરહિતપણું. શિયાળ તો ઉપ-દ્રવથી ભરેલી અને ઉપદ્રવ કરનારી જાત છે. એજ રીતે અર્થ પુરૂષાર્થ ફક્ત નામથી અર્થ છે પણ પર્યવસાને તો અનર્થ છે. અનર્થરૂપ છે.

**સોજો શું સ્વાસ્થ્યનું ચિહ્ન છે?**

સોજો ચડે ત્યારે શરીર જાડું દેખાય, લાલ સુરખ સરખું અને ચકચકતું દેખાય પણ તેથી એ સોજો શરીરની તંદુરસ્તી રૂપ ગણાશે? એ સોજો જો ન બેસાડાય તો સડોજ થાય; તેવી રીતે અર્થ તથા કામ નામના પુરૂષાર્થો જો ન અટકાવાય તો તેનો છેડો અનર્થરૂપજ છે.

**ન વિરમવા યોગ્ય એક મોક્ષજ છે.**

ત્યારે જેને છેડે અનર્થ ન હોય, જે સ્વતંત્ર અર્થમાં

સમર્થ હોય એવો પુરૂષાર્થ કયો? એવો પુરૂષાર્થ મોક્ષ છે મોક્ષ મેળવી આપનાર સાધન ધર્મ છે તે ધર્મના ક્ષમાદિ દશ ભેદ છે,

खंती अ मद्दवज्जव मुत्ती तवसंजमे अ बोद्धव्वे ।
सच्चं सोअं आकिंचणं च बंभं च जइधम्मो ॥

(દ૦ નિ૦ ગા૦ ૨૫૦)

દુનિયા જેને અર્થ માની (પુરૂષાર્થ માની) તેની પાછળ દોડે છે તેનાથી તો વિરમવુ જ જોઈએ અત્યાઓ પરિગ્રહાઓ વર મર્ણ, મણ્યાઓ મહુણાઓ વરમણ પરિગ્રહથી તથા મૈથુનથી સર્વથા વિરમવું તે મન છે એટલે અર્થ તથા કામ તો હોય છે, તેથી તેનાથી વિરમવાનુ છે ખરી વસ્તુ સાચો પદાર્થ વાસ્તવિક તત્ત્વ તેજ ગણાય કે જેનાથી વિરમવાનુ હોય નહિ ધર્મ એ મોક્ષનુ સાધન જરૂર, મોક્ષ માટે તે આદરવા યોગ્ય બાકી એ પણ છેવટે તો છોડવાનો છે હોડીનો ઉપયોગ નદી પાર ઉતરવા પૂરતો છે સામે કાંઠે ગયા પછી હોડીને ગળે બાંધીને કોઈ ઘેર લઈ ગયુ? રેલ વાહનનો ઉપયોગ ગામના પાદર સુધી સ્ટેશન સુધી, પછી? પછી તેમાથી ઉતરવાનુજ મોક્ષજ સાચો પુરૂષાર્થ છે કેમકે તેનાથી વિરમવાનુ નથી. મોક્ષ એટલે આત્મીય શાશ્વત સુખ જ્યાં છે તે પરમ ધામ એ સુખ પાછુ ન જાય, ન પલટાય ન વધારો પામે, ન તેમા લેશ પણ ફેરફાર થાય

આ મોક્ષ રૂપ ધામે પહોચાડે માટે ધર્મ એ દષ્ટિએ પુરૂષાર્થ અને ત્યા સુધી તે ઉપાદેય.

ધર્મ ક્ષમાદિ દશ પ્રકારે છે જેનુ વધુ વર્ણન આગે વર્તમાન

## ચરમ-શાસનપતિ-શ્રીમહાવીરદેવની અન્તિમ-દેશના

---

अर्थस्तु मोक्ष एवैको धर्मस्तस्य च कारणम्।
स यमादिर्दशविध., संसाराम्भोधितारण. ॥१॥

(त्रि० प० स० १२ श्लो० २६)

### સુખની ઇચ્છાને અંગે મતભેદાદિને અવકાશજ નથી.

કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ ભવ્યજીવોના ઉપકારને માટે ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્રની રચના કરતા દશમા પર્વમાં ભગવાન્ શ્રીમહાવીરદેવની રચનામાં તેમની છેલ્લી દેશનાનું નિરૂપણ કરે છે શ્રીમહાવીરદેવે કેવલજ્ઞાન, કેવલદર્શન પ્રાપ્ત કર્યું: પોતાની મોક્ષની સ્થિતિ નિયત કરી. 'મોક્ષજ શાશ્વત સુખનું ધામ છે અને તે ધર્મથી સાધ્ય છે' એવો છેલ્લો ઢંઢેરો, છેલ્લો સંદેશો, છેલ્લી શીખામણ જે કહો તે, એ તારક દેવાધિદેવે સકલ સંઘને જણાવ્યું. પંચાવન કલ્યાણવિપાકનાં અધ્યયનો, પંચાવન પાપવિપાકના અધ્યયનો, છત્રીશ અપૃષ્ટપ્રશ્નોત્તર જે કહ્યા તે દેશના નહિ પણ તે નિરૂપણ કહેવાય. બારે પર્ષદા વચ્ચે, સમવસરણમાં બિરાજમાન થઇને જે કહેવાય તે દેશના અને સામાન્યથી સમુદાય સમક્ષ કહેવાય તે કથન એ દેશનામાં ભગવાને જે કહ્યું, જે આદેશ

'મોક્ષ' એવો ચાંદ કોને મળે?

પૌદ્ગલિક સુખથી ટેવાયેલાઓ કેટલીક વખત કહે છે
'મોક્ષમાં સુખ શું? નહિ ખાવાનું, નહિ પીવાનું, નહિ પ
રવા-ઓઢવાનું, નહિ હરવા-ફરવાનું, કોઈ કહેશે કે ત્યાં ક
શું?' એ ભિખારીઓને સુખ કેવલ ખાનપાનાદિમાંજ દે
છે. નાનાં બચ્ચાંને આબરૂની સમજણ હોતી નથી એટલે
તો એમજ કહેવાના કે 'આબરૂના શું લાકડા બળાય છે, તે
ડીચાય છે, કે શું પહેરાય ઓઢાય છે!' એ બચ્ચું 'આબરૂ
અપૂર્વ ચીજ છે' એમ જાણતું નથી, તેની કિંમત ખાવાપીવા
હિસાબે આંકે છે તેજ રીતે અહીં પણ પુદ્ગલાનંદીઓ મોક્ષ
સુખ સમજવાનુ પણ સામર્થ્ય ધરાવતા નથી અનાદિકાળ
જીવો કર્મની ગુલામીથી અને પુદ્ગલની પરાધીનતાથી ટેવા
ગયા છે, અને તેથી તેવાઓની દૃષ્ટિ તેવીજ રહે છે.

બકરાંનાં ટોળામાં ઉછરેલો સિંહ, બકરાંનાં ટોળાંને
પોતાનુંજ કુટુંબ માને છે. તેજ રીતે અનાદિકાલથી કર્મની જંજી
રોથી જકડાયેલાઓને, પુદ્ગલની પરાધીનતાથી પલોટાયેલાઓ
મોક્ષની ઈચ્છા થવી, મોક્ષ મેળવવાનો અમલ થવો તો
રહ્યો પણ મોક્ષનું નામ સાંભળવું પણ મુશ્કેલ થઈ પડ્યું
આટલી વાત ધ્યાનમાં લેવાથી શ્રીતીર્થંકરદેવે પ્રથમ પરીક્ષ
પસાર થનાર માટે જે પ્રમાણપત્ર (સર્ટિફિકેટ) રાખ્યું
મૂલ્ય સમજાશે. એ પ્રમાણપત્ર કયું? એ ચાંદ કયો? ભ

એ ચાંદ કોને મળે? શાથી મળે? 'મોક્ષ
માનવું એથી એ ચાંદ મળે. 'મોક્ષ' અસ્તિત્
ચાંદનો અધિકારી થઈ ચૂક્યો. છોકરો જ્યાં સુ

હોય ત્યા સુધી 'આબરૂ'ની કલ્પના પણ એને હોય નહિ જરા સમજણો થાય એટલે એને કંઈક એમ થાય કે 'આબરૂ છે' આબરૂ છે એમ માનતો થાય એટલે એ સમજણો ગણાય તેમ અહીં પણ ડંફ કરતો કારવતો કોઈ નથી પણ 'મોક્ષ છે' એટલુ માને તે ભવ્ય ગણાય. જૈનશાસનની પ્રથમ પરીક્ષા જ એ છે મોક્ષ માત્ર શબ્દાર્થ પૂરતો સમજવો નહિ જેમકે કીડી, મકોડી કે કોઈ પણ ત્રસ જીવ જરા દબાણમાં આવે કે છૂટકારો ઇચ્છે એવા મોક્ષની અહીં વાત નથી સકલ કર્મ રહિત થઈને આત્માએ પોતાના શુદ્ધ સ્વરૂપમા રહેવું તેનુ નામ મોક્ષ. આવું પણ ધામ છે કે જ્યા આત્મા શાશ્વત અનંત સુખમય સ્થિતિમાં રહે છે અને તેનુ જ નામ મોક્ષ.

( આવ૦ નિ૦ ગા૦ ૧૨૮ થી ૧૩૦)

निस्सेसकम्मविगमो मुक्खो जीवस्स सुद्धरूवस्स ।
साइ अपज्जवसाणं अव्वाबाहं अवत्थाणं ॥

(ધા૦ પ્ર૦ ગા૦ ૮૧) એ મોક્ષ છે એટલું માને તે ભવ્ય

ભવ્યત્વ, શુક્લપાક્ષિક, સમકિતી, એ ચારેનુ રૂપ

હવે પ્રશ્ન થશે કે ભવ્યત્વનો ચાંદ મળ્યાથી ફાયદો શો ? કેમકે શાહદરબારી ચાંદ ઈલ્કાબ મળે છે એટલે તો ચાંદ પડ્યા જેવી હાલત થાય છે જેમ ચાંદ પડે એટલે એમાંથી રસી વહ્યા જ કરે તેમ સરકારી ચાંદ મળે એટલે દરેક નાના મોટા પ્રસંગે તેણે પૈસા ખરચવા અને કામ કરવામાં ઊભુ જ રહેવું પડે, આમલ થવું જ પડે આ ચાંદ એવો નથી અહીં તો જેને એ ચાંદ મળ્યો એને માટે મોક્ષ નક્કી થઈ ગયો. એ જીવને ભવ્ય ઈલ્કાબધારી જીવને મોક્ષ મળવાનો, મળવાનો અને મળવાનો જ

હવે એ જીવ આગળ વધે, મોક્ષ માન્યા પછી, મોક્ષ માટે ક્રિયા કરે, એ ક્રિયા ભલે સવળી કરે કે અવળી કરે પણ મોક્ષ માટે કરે તેને બીજો ચાંદ 'શુક્લપાક્ષિક' નામનો મળે. 'चरमे पुद्गलावर्त्ते यतो यः शुक्लपाक्षिकः। (યો૰ વિં૰ શ્લો૰ ૭૨) જૈનશાસનમાંનો આ બીજો ચાંદ મેળવનારને એક પુદ્ગલપરાવર્ત્ત સમયની અંદરજ મોક્ષ મળે. મોક્ષ મળેજ. પછી આગળ વધે, મોક્ષ માટેજ બધી ક્રિયા કરે, બીજી બધી ક્રિયાને નકામી માને, મોક્ષને પરમ તત્ત્વ માને, તેના જ માટે તમામ પ્રવૃત્તિ કરે, તેજ હેતુએ શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ, શુદ્ધ ધર્મને માને એટલે ત્રીજો ચાંદ 'સમકિતી' એ નામનો મળે. 'સમ્યક્ત્વધારી' મેળવવાનુ ફલ, અર્દ્ધપુદ્ગલપરાવર્ત્ત સમયની અંદર મોક્ષ નક્કી
अंतोमुहुत्तमित्तंपि फासिअं हुज्ज जेहिं सम्मत्तं।
तेसिं अवड्ढपुग्गल-परिअट्टो चेव संसारो॥ (नवत० गा० ५

દુનિયાની વાત તરફ નજર કરીએ, કલ્પવૃક્ષ કે ચિતાર સાંપડે અગર કોઈ દેવ પ્રસન્ન થાય તો મલવામાં બાકી રાં માગનાર ચૂકે એ વાત જુદી. તેમ જૈનશાસન પણ એવું કે માગનાર ચૂકે તો ચૂકયો એ તો કહે છેઃ 'તું મોક્ષ મા મોક્ષનો મનોરથ કરે તો મોક્ષ પણ મારે મેળવી દેવો, ર માટે કમર કસ તો એક પુદ્ગલપરાવર્ત જેટલા સમયની અ મોક્ષ મેળવી દેવો અને મોક્ષ માટેના પ્રયત્નમાં તન્મય તો અર્દ્ધપુદ્ગલપરાવર્ત્ત જેટલા સમયની અંદર મોક્ષ મેળવી દે

## તમે સુખને ભોગવો છો કે સુખ તમને ભોગવે છે?

આવો મોક્ષ મેળવે કોણ? ઇચ્છે અને તેના માટે પ્રય ઇચ્છે કોણ? દુનિયાદારીમાં જોઇએ છીએ

ભાગ્યશાળી જો ઉંઘમાથી ભડકીને ઉઠે તો તેના મોમાથી ઇંદ્રાસન શબ્દ નીકળે અને અભાગીઓ જો ઉંઘમાથી ભડકીને ઉઠે તો તેના મોમાથી 'નિદ્રાસન' શબ્દ નીકળે તેજ રીતિએ અહી પણ ભાગ્યવાન્ જીવો આત્માનાજ સુખને માગે અને ભાગ્યહીન જીવો પૌદ્ગલિક સુખને માગે

આથી જીવોના બે વર્ગ એક આત્માના સુખને વાચ્છનારો વર્ગ અને બીજો પૌદ્ગલિક સુખને વાચ્છનારો વર્ગ આત્મીય સુખ (મોક્ષ) મેળવવાના સાધ્યનુ સાધન ધર્મ છે પૌદ્ગલિક સુખ (કામ) મેળવવાના સાધ્યનુ સાધન અર્થ છે આ રીતે અર્થ, કામ ધર્મ અને મોક્ષ એ ચારને પુરૂષાર્થ જગતમા કહેવામા આવે છે, કોઈ પણ જીવ આ ચાર સિવાયના સાધ્યવાળો નથી પુરૂષ એટલે જીવ આ ચાર (અર્થકામાદિ) સાધે છે માટે તને પુરૂષાર્થ કહેવામા આવે છે જગત્ આખાની સાધના ચાર પ્રકારની છે

શ્રીમહાવીરદેવ દિક્ષા ૯ દેશામા ભવ્યાત્માઓના ઉપકાર માટે ફરમાવે છે કે-સાધના તેજ કહેવાય કે જેનુ ફલ સારૂ હોય તમામ દુનિયાના વ્યવહારને તપાસો ? કોઈ છોકરાએ આગળી કાપી, માથુ અફાળ્યુ કે ટાંટીઆ ઘસ્યા એ પણ ઉદ્યમ તો ખરો જ ને ? પણ પરિણામ શું ? પૌદ્ગલિક સુખો એટલે પરાધીનતાની બેડીમા જકડાવુ તે પ્રાચીન કાળના દોહો જીવ તેવા સુખને ભોગવતા ભવા પણ આવે તો તમે સુખને નથી ભોગવતા પણ સુખ તમને ભોગવે છે તથ કહેવ્યુ કે જીવ સુખને કે સુખ જીવને મળે તેમાં ફેર શો ?' કહેવા સોકની નાવના અમે' તથા 'અમારી નાવના એ ટીક' આ બેમાં ફરક ખરો કે નહિ ?

પ્રથમના વાક્યમાં મહત્તા શેઠની છે, પછીના વાક્યમાં મહત્તા નાતની છે. પ્રાચીન કાલના મનુષ્યો સુખને ભોગવતા હતા

શ્રેણિકાદિ દૃષ્ટાંત.

શ્રેણિક જેવા રાજકુમારને ગાંધીઆણાનો ધંધો પણ આવડતો હતો ને ? અભયકુમાર જેવો રાજકુમાર શ્રેણિકનો મુખ્ય મંત્રી, પાંચસેં પ્રધાનોનો અધિપતિ, રાજ્યધુરા વહન કરનારો, તે વિશાલાનગરીમાં, ચેડા મહારાજાના મહેલની પાસે, એક નહિ પણ સર્વ ચીજ વેચવાની દુકાન ખોલે, તેવો વેપાર મહિનાઓ સુધી ખેલે છતાં કોઇથી ઓળખાય નહિ. વિચારો કે સંયોગ ઉપર એમનો કેટલો અને કેવો કાબૂ? એવા ટેવાયેલા કે સુખ ભોગવવાના પ્રસંગે ભોગવે પણ વિષમ વખતે સુખને એક બાજુ ધકેલી પણ દે. શાલિભદ્ર સરખા કે જેમને શ્રેણિકના ખોળામાં બેસતાં, જરાવારમાં પ્રસ્વેદ છૂટી જાય અને એજ શાલિભદ્ર વૈભારગિરિ શિલા ઉપર અનશન કરે. આ જીવો સુખને લાત પણ મારી શકતા હતા. તેઓ સુખના સ્વામી હતા, સેવક નહોતા. ધન્નાજી જેવાએ વાત માત્રમાં, 'કહેવું તો સ્હેલું, કરનારને ખબર પડે કે કેટલું મુશ્કેલ' આટલું પોતાની પ્રિયતમાના ( શાલિભદ્રની બ્હેનના ) મુખે સાંભળવા માત્રમાં સંસારનો પરિત્યાગ કર્યો, સંયમ લીધુ, પાળ્યું, અને અનશન કરી સદ્ગતિ સાધી તાત્પર્ય કે તેઓ સુખને ભોગવતા હતા. આજે તમને સુખ ભોગવે છે.

રોજ શાક ખાવાને ટેવાયલા તમને, દશ તિથિ શાકનો ત્યાગ કરવો પડે તેમાં મોટી મુઝવણ ખાવું ન ભાવે. શાક વિના ગળે ન ઉતરે, લુખું ગળે અટકે, આયબિલ ન થાય,

જાઓ તો તે કયો પસંદ કરશે? કયો સમજશે? કેશર, કંકુનો કે કાજલનો! કાજલનો પણ કહેવાય તો ચાંલ્લોજ છતાં તે ગણાય અનિચ્છનીય. ત્યારે શબ્દ માત્ર ઉપયોગી ગણાય નહિ પણ રહસ્ય તરફ જોવું જોઇએ. સાચું સુખ આત્મીય છે. પૌદ્‌ગલિક સુખ, સુખ કહેવાય ભલે પણ તે કૂતરા મારવામાં વપરાતી ઝેર મિશ્રિત બારફી જેવું છે. પૌદ્‌ગલિક સુખો લાગે ગળ્યાં, મીઠાં પણ વિપાકે ભયંકર છે, દારૂણ છે. દુર્ગતિમાં તથા દુર્ગતિની પરંપરામાં જીવને જકડી રાખનારાં છે.

**ધર્મ આવશ્યક, અવશ્યમેવ પણ ક્યાં સુધી?**

આત્મીય સુખ સર્વાંશે કયાં છે? મોક્ષમાં આત્માનું સંપૂર્ણ, સર્વદા રહેનારૂં સુખ મોક્ષમાં જ છે. માટે મોક્ષ જ સાચો પુરૂષાર્થ છે. મોક્ષ એકજ પુરૂષાર્થ છે. સ્હેજે તર્ક થઇ શકે કે 'અર્થ તો અનર્થરૂપ' તથા 'કામ વિપાકે ભયંકર છે' એટલે એને તો હેય ગણી પુરૂષાર્થની ગણનામાં વાસ્તવિક દૃષ્ટિએ ન લેવાય તે સમજ્યા. પરન્તુ ધર્મ તો મોક્ષનું સાધન હોવા છતાં એને ય એ ગણનામાં નહિ? ધર્મ માટે કહેવાય છે કે-તે ધન પણ દે, કામ પણ દે અને મોક્ષ પણ દે તો પછી એ તો ઉપાદેયની કોટિમાં ખરો ને?" જરૂર. ધર્મ મોક્ષનું સાધન અને આદરણીય, પણ તે ક્યાં સુધી? ગોળનો રવો લાવો તેમાં તો બારદાન કાપી અપાય છે પણ શાકમાં દીટાં, છોતરાં તો તોલમાં સાથેજ આવે છે, શાકની કિંમતમાં જ તોલાય છે છતાં તેને ગળે ઉતારાય છે? કેળા કે મોસંબી છોલીને કોઇ વેચે છે? એની છાલ એનું રક્ષણ છે. તમે ખાતી વખતે જ નાખો ને? તેમ ધર્મ ઉપાદેય ખરો છતાં ગળે બાંધ

'જેનાથી સ્વર્ગ મળે તથા અપવર્ગ (મોક્ષ) મળે તે ધર્મ.' (યોગ૦) તર્ક થશે કે-આ બે માન્યતામાં ફરક શો? બાઈ પણ માનો જણ્યો અને બ્હેન પણ માની જણી ફરક ખરો કે નહિ? માસી તથા ફોઈમાં ફરક ખરો કે નહિ? ઈતર દર્શનીઓ દેવલોક માટે પણ ધર્મ કરવાનો કહે છે એટલે કે મોક્ષની જેમ દેવલોકને (સ્વર્ગને) પણ સાધ્ય માને છે જ્યારે જૈનદર્શન દેવલોકને પ્રાપ્ય માને છે; સાધ્ય મોક્ષનેજ માને છે ખેડુત ખેતી કરે છે તેમાં ઉદ્દેશ અનાજ મેળવવાનો છે, ઘાસ મેળવવાનો નથી, ઘાસ ઉગે છે ખરૂં, તેજ રીતિએ ધર્મ કર વામાં ઉદ્દેશ મોક્ષનો છે પણ સ્વર્ગાદિ પ્રાપ્ય છે. ઈતર મન્ત વ્યમાં સ્વર્ગ પણ ઉદ્દેશ તરીકે છે. ઈતરમન્તવ્ય તથા જૈન મન્તવ્યમાં ફરક આ છે.

દૃષ્ટિ ફેરવો, દિશા બદલો,

ભાન થયું હોય તો ગુલાંટ મારે

જૈનદર્શન ધર્મને સ્વતંત્ર પુરૂષાર્થ નથી માનતું પણ તંત્ર પુરૂષાર્થ મોક્ષ મેળવવાના સાધનરૂપ પુરૂષાર્થ અવશ્ય માને છે. મોક્ષ પુરૂષાર્થ તો એવો કે ફળ્યો તે ફળ્યો, મ તે મળ્યો પછી કદી ટળે નહિ, પલટે નહિ, તેમાં લેશ ઉણપ આવે નહિ. ચાંલ્લા બે પ્રકારના-કેશર, કંકુના કાજલના. તેમ અર્થ, કામ પણ કહેવાય પુરૂષાર્થ, ધર્મ, પણ કહેવાય પુરૂષાર્થ. અર્થ અને કામ એ બે પુરૂષાર્થ લના ચાંલ્લા જેવા છે જેને વ્હાલા હોય તે ગ્રહણ કરે, શાસ્ત્રકાર તો એ બેને હેયજ કહે છે અરે ત્યાં સુધી કે ...મ માત્ર 'અર્થ' છે કિન્તુ 'અનર્થ' છે. પરમ

છૂટકો. મોક્ષ પ્રાપ્તિનું પરમ સાધન ધર્મ છે, અને મોક્ષ એ આત્માનુ સ્વીય સ્વરૂપ-સદંતર વિશુદ્ધ સ્વરૂપ માત્ર છે. એ ધર્મ પ્રાપ્ત થાય ત્યારે મોક્ષને સાધી શકાય. ધર્મ પોતાને જ્યાં સુધી વ્હાલો ન લાગે ત્યાં સુધી મોક્ષ થાય નહિ.

**સંસારથી તારનાર ધર્મના સંયમાદિ દશ પ્રકાર.**

આ મગનભાઈ, આ છગનભાઈ, આ મણિભાઈ એ ખરૂં, પણ મનુષ્યત્વ બધામાં વ્યાપક છે, તેમ ધર્મ પોતે જૂદો જૂદો પદાર્થ નથી, પણ પ્રકારે પ્રકારે વ્યાપક છે. મોક્ષના સાધનરૂપ ધર્મના સયમાદિ દશ ભેદો છે.

કોઈ કહેશે કે 'અનુકંપા' તથા 'માર્ગાનુસારિપણા'થી પણ ધર્મ તો કહેવાય છે ને? વાત ખરી, પણ અહીં પગથીયા રૂપ ધર્મની વાતનો પ્રસંગ નથી પુણ્યલક્ષણ ધર્મની, સ્વર્ગ આપનાર ધર્મની અહી વાત નથી, પણ સંસાર સમુદ્રથી તારનાર, મોક્ષ આપનાર ધર્મની આ દેશના, ભગવાનની છેલ્લી દેશના શ્રીમહાવીરદેવ શ્રીમુખે, શ્રીસકલ સંઘને, તેવા ધર્મના દશ ભેદ જણાવે છે.

જે ભવ્યાત્મા પુરૂષ કે સ્રી, બાલક કે યુવાન આ પ્રકારે સમજીને સંયમાદિ દશ પ્રકારના ધર્મને આરાધશે તે ઉત્તરોત્તર આભવ-પરભવ કલ્યાણ-મંગલિકની માલાને ધારણ કરી પ્રાંતે શિવરમણીની વરમાલા, એ શાશ્વત મંગલમાલાને ધારણ કરશે, એટલે કે મોક્ષ સુખમાં બિરાજમાન થશે.

卐

આ સઘળા લક્ષણો અજીવનો આશ્રય કરીને રહેલા છે એમ કોઈ માનતું નથી, છતાં "ઉપયોગો લક્ષણં." (ત૦ અ૦ ૨ સુ૦ ૮) એ દૃષ્ટિએ શાસ્ત્રકારમહારાજાઓએ જ્ઞાનગુણને જ આત્માનું મુખ્ય લક્ષણ ગણેલુ છે.

જીવના ગુણ અંગે શંકાઓ.

હવે પ્રશ્ન એ થાય છે કે-આત્માના આઠ ગુણ છતાં શાસ્ત્રકાર જ્ઞાનગુણને જ આત્માનું લક્ષણ શા માટે જણાવે છે? બીજી શંકા એવી પણ થવાનો સંભવ છે કે-જો આપણે આત્માના બીજા બધા ગુણો હોવા છતાં એકલો જ્ઞાનગુણ જ માનીએ છીએ, તો પછી બીજી બાજુએ બીજા કર્મોને પણ બાજુએ રાખીને આપણે એકલા જ્ઞાનાવરણીયકર્મને જ માનીએ અને બીજા કર્મોને ન માનીએ તો શું વાંધો છે? જીવના જો આઠ કર્મો માનીએ છીએ તો જીવ પણ આઠ સ્વભાવથી યુક્ત છે એવું જ માનવું પડે, કારણ કે જીવના કર્મ અને જીવના લક્ષણ એ બેની વચ્ચે આવાર્યઆવારક ભાવ રહેલો છે. વળી જીવના જ આઠ લક્ષણ હોય, અર્થાત્ જો જીવ પોતેજ આઠ સ્વભાવોથી યુક્ત હોય, તો તો જીવ જ્યારે કૈવલ્યપદને પામીને મોક્ષનો અધિકારી થઇ સિદ્ધપદે જાય છે, ત્યાં પણ એની સાથે જીવના સ્વભાવસિદ્ધ આઠ લક્ષણો રહેવાનાં છે.

( अनन्तं केवलज्ञानं, ज्ञानावरणसंक्षयात् ।
अनन्तं दर्शनं चैव दर्शनावरणक्षयात् ॥१२९॥
शुद्धसम्यक्त्वचारित्रे, क्षायिके मोहनिग्रहात् ।
अनन्ते सुखवीर्ये च, वेद्यविघ्नक्षयात्क्रमात् ॥१३०॥
५· क्षोणभावत्वात्, सिद्धानामक्षया स्थितिः ।
[illegible] ॥१३१॥
क्र० पृ० ६७ ).

સાબીત કર્યું છે, તો આ સ્થળે જ્ઞાનાવરણીયને પણ પ્રથમ સ્થાને બેસાડવું જ પડે છે, કારણ કે આત્માના ગુણ તરીકે આપણે જ્ઞાનગુણ માનીએ છીએ, તે જ્ઞાનગુણને જ્ઞાનાવરણીય-કર્મ રોકે છે. એટલા જ માટે જ્ઞાનાવરણીયકર્મ પહેલું માનવામાં આવ્યું છે. જૈનદર્શન અને અન્યદર્શનોમાં કર્મ સંબધી એટલો તફાવત છે કે-અન્યદર્શનકારો કર્મ અને કર્મના ભેદો સુધી ગયા જ નથી. જૈનદર્શને તત્ત્વવેત્તાની દૃષ્ટિએ કર્મોનું પૃથક્કરણ કરીને તેના આઠ ભેદો-આઠ સ્વરૂપો છે તેથી કર્મના આઠ ભેદો કહ્યા છે અન્યદર્શનીઓ કર્મના ભેદો સુધી નથી ગયા તેનું કારણ એ છે કે-તેઓએ આત્માના આઠ ગુણો પણ શોધી કાઢયા નથી. આત્મા આઠ ગુણથી યુક્ત છે એવું ઊંડું તત્ત્વજ્ઞાન તેમની બુદ્ધિમાં વસી શકયું નથી. અને આત્માના આઠ ગુણો તેમના સમજવામાં ન આવ્યા હોવાથી તેઓ આઠ કર્મ સુધી ન પહોંચી શકે એ તો તદ્દન સ્વાભાવિક વસ્તુ છે.

## જ્ઞાનાવરણીય પહેલું.

જૈનશાસ્ત્રની દૃષ્ટિએ જ્ઞાનાવરણીયકર્મને મુખ્ય કહ્યું છે, તે જ્ઞાનાવરણીયકર્મની મુખ્યતાએ તેને પ્રથમ કહ્યું નથી. કેટલેક સ્થળે જન્મ પ્રમાણે અનુક્રમ રખાય છે, તો કેટલેક સ્થળે વસ્તુનો ક્ષય કેવી રીતે થાય છે તે પ્રમાણે પણ અનુક્રમ રાખવાના આવે છે. જ્ઞાનાવરણીય કર્મનું પ્રથમ સ્થાન એમાંની એકે ય દૃષ્ટિએ રાખવામાં આવેલું નથી અનતાનુબંધી કષાયની (सप्तकोत्तरमोहस्य, प्रशमाय क्षयाय वा । गुण० क० गा० २४॥) માફક પહેલા જ્ઞાનાવરણીયકર્મ જાય, અને તે પછી દર્શનાવર-ણીયકર્મ જાય તેમ પણ થવા પામતું નથી. તે જ પ્રમાણે જ્ઞાના-

વરણીયકર્મ સૌથી પહેલા બંધાતુ પણ નથી, તે જ પ્રમાણે તે સૌથી પહેલા ક્ષય પણ પામતુ જ નથી, તે છતા તેની ગણના પહેલી કરવામા આવી છે તેમાં એ જ વસ્તુ હેતુ રૂપે છે કે જ્ઞાન એ આત્માનુ લક્ષણ છે, અને તે લક્ષણનો અંતરાય કરનારૂ જ્ઞાનાવરણીયકર્મ છે, એ જ દૃષ્ટિએ જ્ઞાનાવરણીયકર્મને સૌથી પહેલુ સ્થાન મળ્યુ છે (હ૦ જ્ઞા૦ પૃ૦ ૬૪૧) દર્શનાદિ ચેતનને અંગે જ છે

જેમ જ્ઞાન એ આત્માનો ગુણ છે, તે જ પ્રમાણે દર્શન એ પણ આત્માનો ગુણ છે, પણ દર્શન એ આત્માના ચેતના ગુણને અંગે જ રહેલો ગુણ છે જે શરીરમા ચૈતન્ય નથી, જે શરીર ચેતનાથી રહિત બનેલુ છે તેવા શરીરની આંખો કાઈ પણ જોઈ શકવાની નથી વળી સુખનો આનંદ, દુઃખનો શોક એ સઘળુ જેને ચેતના છે તેને જ હોય છે ચેતના રહિત શબને તમે મિઠાઈ આપશો તો પણ તેથી તેને આનંદની પ્રાપ્તિ થતી નથી કિંવા તમે શબને માર મારશો તો પણ તેથી તેને દુઃખ થવાનુ નથી સાચી કિંવા ખોટી શ્રદ્ધા હોવી, આયુષ્યનો ઉદય, નામકર્મના ઉદયથી શરીર બાંધવુ ગોત્રમા ઉંચા નીચાનો વ્યપદેશ અને દાના દિનો અંતરાય એ સઘળુ ચેતનાને અનુસરીને જ છે જે આત્મામા અર્થાત્ કે જે શરીરમા ચેતના નથી, તે શરીરને આ સઘળા સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ હોઈ શકતો જ નથી અર્થાત્ આત્માના દર્શન, ચેતનાદિ બીજા અનેક ગુણો છે, પરંતુ તે જ્ઞાનગુણની અપેક્ષાએ ગૌણ છે જ્ઞાનગુણની આવી મહત્તા હોવાથી જ શાસ્ત્રકારોએ જ્ઞાન એને જ આત્માનુ લક્ષણ કહ્યુ છે આ વસ્તુ વધરે સમજવાને માટે ઉદાહરણ લઈ તે દ્વારા વિસ્તારપૂર્વક સમજવાને પ્રયત્ન કરીએ.

### સોનાનો મુખ્ય ગુણ કસ.

ઉદાહરણ તરીકે સોનાનું દૃષ્ટાંત લો. સોનામાં જડત્વ છે, અગ્નિમાં નાંખીએ તો તે બળી જતું નથી. તેમાં પીળાશ રહેલી છે. આટલું છતાં આ સઘળા ગુણો તે સોનાના લક્ષણ કહેવાય છે. સોનામાં જેવા ગુણો રહેલા છે તેવા જ ગુણો બીજી ધાતુઓમાં પણ રહેલા છે. જડત્વ, ન બળવાપણું, પીતવર્ણ, ઇત્યાદિ ગુણો જેમ સોનામાં છે તે જ પ્રમાણે તે ગુણો બીજી ધાતુઓમાં પણ છે. પરતુ બીજી ધાતુઓમા ન હોય એવો એક ગુણ સોનામાં રહેલો છે. પરંતુ સોનાના ગુણ તરીકે એક માત્ર કસ જ ગુણ ગણાવવામાં આવે છે. કસમાં આવે છે તે જ સોનું કહેવાય છે. બીજા સઘળા ગુણો પણ સોનાના લક્ષણ ગણાય છે, પરંતુ મુખ્ય લક્ષણ તો માત્ર સોનાનું કસ જ છે. સોનાની જ્યારે કિંમત આંકવાની હોય છે, ત્યારે તે કિંમત વજનને આધારે આંકવામાં આવતી નથી, પરંતુ તેની કિંમત કસ ઉપર જ થાય છે, એ માટે જ કસ એ જ સોનાનુ મુખ્ય લક્ષણ ગણાય છે.

### જીવનો મુખ્યગુણ ચેતના.

જેમ સોનાનો મુખ્યગુણ કસ છે, તે જ પ્રમાણે આત્માનો મુખ્યગુણ ચેતના છે કસની સાથે સોનાના જે બીજા ગુણો છે તે સઘળા ઉપલક્ષણો છે, તે જ પ્રમાણે આત્માના ચેતના સિવાયના જે ગુણો છે તે ચેતનાની સાથે રહેલા હોઇ તે સઘળા ઉપલક્ષણો સમાન છે

### પૌદ્ગલિક ઉન્માદ દેખાડનાર પ્રભુ-શાસન.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જીવનુ મુખ્ય લક્ષણ ચેતના

છે જેમ કસ વિનાનું સોનું હોઈ શકતું નથી, તે જ પ્રમાણે ચેતના વિનાનો કોઈપણ જીવ હોઈ શકતો નથી પરંતુ જીવ પોતાના એ મહાન્ ગુણને ઓળખી શકતો નથી પોતાનો ચેતના ગુણ છોડીને તે જડના તરફ ધસી જાય છે, માટે જ તે જીવને પોતાના ચેતના ગુણનું સ્મરણ કરાવવાને માટે જ નિરંતર ધર્મોપદેશની જરૂર છે, અને એ ધર્મોપદેશ માત્ર શ્રીજિનેશ્વર દેવનું શાસન જ પૂરૂં પાડે છે ચક્રવર્તિની રિદ્ધિ પામેલો, રિદ્ધિ ઇજારે કરવાની જગો પર બેભાન બનેલા ચક્રવર્તિના છોકરાને મૂગાનું અને પોતાની રિદ્ધિનું ભાન હોતું નથી, અને મૂગાના કાદવમાં ફસાઈ રહ્યો છે, તેમ આત્મા પોતાના ચેતના ગુણને ઓળખી શકતો નથી, કારણ કે મિથ્યાત્વાદિ ગાંડપણના થરો તેની ઉપર બાઝેલા છે

(अनाद्यव्यक्तमिथ्यात्वं जीवेऽस्त्येव सदा परम्।
व्यक्तमिथ्यात्वधीप्राप्ति-र्गुणस्थानतयोच्यते ॥७॥ गु०)

આ મિથ્યાત્વ, આ મહાભયાનક ઉન્માદ આ ગાંડપણ જીવાત્મા પોતે ખસેડી શકતો નથી

(मद्यमोहाद्यथा जीवा न जानन्ति हिताहितम्।
धर्माधर्मौ न जानन्ति तथा मिथ्यात्वमोहिता ॥८॥ गु०)

તે આ ઉન્માદને ખસેડવાની સ્થિતિમાં ત્યારે જ આવે છે કે જ્યારે તે શ્રીજિનેશ્વર ભગવાનના વચનરૂપી પ્રતાપી ઔષધ ઉદરમાં દાખલ થાય છે આ આખા જગતમાં શ્રીજિનેશ્વર ભગવાનનું એક જ એવું ઔષધાલય છે કે જેમાં દાખલ થયા પછી દાખલ થનારને પોતાનામાં ઉન્માદ વધેલો છે એની ખબર પડે છે, અને તત્પશ્ચાત્ તે પોતાના ગાંડપણને છોડવાને વળે જ જાગે છે (સુવચનવચના૦, ॥ ૧ ॥ ભા૦ દા૦ ગ્રંથ૦ ૯ ॥)

ઉપદેશની જરૂર.

ચક્રવર્તિ મહારાજા હોય, પોતાની પાસે અખંડ રિદ્ધ સિદ્ધિ ભરેલી હોય, અને ઇંદ્રના જેવો વૈભવ હોય, તો આ ઉન્માદથી જો એ ચક્રવર્તિ મહારાજા પણ બેભાન બનેલો હોય તો તેને તેની સંપત્તિનો ખ્યાલ આવી શકતો જ નથી, તે જ પ્રમાણે આત્મા પણ મિથ્યાત્વાદિ ઉન્માદને વશ બનેલો હોવાથી ચેતના રૂપ પોતાની અપાર સમૃદ્ધિને તે ઓળખી શકતો નથી. આત્માનો જે અવ્યાબાધ કૈવલ્ય ગુણ છે, તે ગુણ મોહરૂપી તંદ્રાથી ઘેરાએલો આત્મા ઓળખી શકતો નથી, માટે જ એ આત્માની તંદ્રા ટાળવા અને તેના ચેતના ગુણનું ભાન કરાવવા જ તેને સતત ઉપદેશ આપવાની જરૂર રહે છે

દેવ, ગુરૂ અને ધર્મની મહત્તા.

સમ્યક્ત્વની પ્રાપ્તિમાં દેવ, ગુરૂ અને ધર્મની પ્રાપ્તિ થાય છે

(या देवे देवताबुद्धि-र्गुरौ च गुरुतामतिः ।

धर्म्मे च धर्म्मधीः शुद्धा सम्यक्त्वमिदमुच्यते ॥ २ ॥

યો૦ શા૦ પ્ર૦ ૨ ). તે એક મહત્તા છે, પરંતુ દેવ, ગુરૂ અને ધર્મમા મહત્તા છે તે શાને અંગે રહેલી છે તે વિચારવાનું છે. દેવની મહત્તા તે દેવ છે એટલા જ માટે માની લીધી નથી, તે જ પ્રમાણે ગુરૂ અને ધર્મની મહત્તા પણ તે ગુરૂ અને ધર્મ છે તેને અગે જ રહેલી નથી; પરંતુ તે સઘળાની મહત્તા માત્ર એટલાને જ અંગે છે કે તેઓ આત્માને તેના ભૂલી જવાએલા કૈવલ્યગુણની યાદ આપે છે, અને તે ગુણના સંસ્કારો તેનામાં જાગૃત કરવાનું કાર્ય કરે છે, આને જ અગે ગુરૂ અને ધર્મની મહત્તા કહેલી છે

## તીર્થંકર દેવોની મહત્તા શાથી ?

કૈવલ્યરૂપી જે મહાન્ રિદ્ધિ આત્માએ વિસારી દીધી છે, જેને આત્મા ભૂલી ગયો છે તે રિદ્ધિને તીર્થંકર ભગવાનોએ શોધી કાઢી છે, અને તેમને દર્શાવી આપ્યું છે કે આ જ આત્માની સાચી સમૃદ્ધિ છે તીર્થંકરદેવોની આ જ મહાન્ શોધને અંગે તેમનું મહત્ત્વ રહેલું છે, એ મહાપુરૂષોએ એ આત્માની અખંડ રિદ્ધિ દર્શાવી છે અને એ અખંડ રિદ્ધિ તેમના આલંબન દ્વારા જ મેળવી શકાય છે, એ જ દૃષ્ટિએ શ્રીતીર્થંકરદેવોની મહત્તા છે

(यश्च जितरागादि-दोषस्त्रैलोक्यपूजित ।
यथास्थितार्थवादी च, देवोऽर्हन् परमेश्वर ॥४॥
हा० हा० प्र० २)

## આત્માને સાચા રૂપે દોરવાના સાધન

તીર્થંકરદેવોએ તો આત્માની અખંડ રિદ્ધિ બતાવી છે પરંતુ તેને પ્રાપ્ત કરવા માટેનો જે ધોરી રસ્તો છે તે ધર્મ છે ધર્મનું પણ મૂલ્ય એ જ દૃષ્ટિએ છે કે-તે આત્માનું કૈવલ્યપણું મેળવી આપે છે આત્માનું કૈવલ્યપણું, એનો પ્રકાશ શ્રીતીર્થંકરદેવોથી થાય છે, તે કૈવલ્યપણાની પ્રાપ્તિ ધર્મદ્વારાએ થાય છે, માટે જ અહીં ધર્મની મહત્તા ગણવામાં આપી છે

(दुर्गतिप्रपतत्प्राणि-धारणाद्धर्म उच्यते ।
स चसंयमादिर्दशविध सर्वज्ञोक्तो विमुक्तये ॥१॥ हा० हा० प्र० ६)

શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મની અશુદ્ધ દેવ ગુરૂ અને ધર્મને મુકાબલે મહત્તા રહેલી છે એ સઘળી મહત્તા કૈવલ્યપણાને અંગે છે એ કૈવલ્યપણાનું ધ્યેય જ ન હોય તો પછી શુદ્ધ દેવ ગુરૂ અને ધર્મ હોય તો એ શું ? અને અશુદ્ધ દેવ ગુરૂ અને ધર્મ હોય તો એ શું ? અને દેવ ગુરૂ અને ધર્મની સમૂળ

સ્વીકારે છે, તો જ તેનું એ દર્શન સ્વીકારેલું પ્રમાણ છે. જેણે કૈવલ્ય જ કબૂલ્યું નથી, જેણે આત્માના એ અમોઘ ખજાનાને જ ઓળખ્યો નથી, તેવા આત્માઓએ દર્શનનો સ્વીકાર કર્યો હોય-દર્શન માન્યું હોય-અર્થાત્ કે તેઓ જૈનધર્મ પાળતા હોય તો તેનો કાંઈ અર્થ જ નથી, અને તેમણે જીવનો સ્વભાવ અથવા જીવનુ લક્ષણ પણ જાણ્યું જ નથી. જૈનધર્મની બીજા દર્શનોને મુકાબલે શાસ્ત્રોમાં સ્થળે સ્થળે મહત્તા ગાવામાં આવી છે. જૈનશાસનની સ્થળે સ્થળે પ્રશંસા કરવામાં આવી છે, અને મુક્તકંઠે જૈનત્વના કીર્તિગાન ગાવામાં આવ્યા છે. (इणमेव निग्गंथं पावयणं सच्चं अणुत्तरं केवलियं पडिपुण्णं नेआउयं संसुद्ध सल्लगत्तणं सिद्धिमग्ग०, आव० सू० २-).

તે સઘળું એ જ વસ્તુને અંગે છે કે જૈનશાસન આત્માનુ ખોવાએલું કૈવલ્યરૂપી ધન તેને દર્શાવે છે, તે તેને મેળવી લેવાની પ્રેરણા કરે છે, અને એ કાર્યમાં આ શાસન આત્માને અપૂર્વ અવલંબન પૂરૂં પાડે છે

**ધારણા વિના ધર્મની પ્રવૃત્તિ નકામી છે.**

ધર્મને નામે આપણે જે કાંઈ પ્રવૃત્તિ કરીએ છીએ તેમાં કાંઈક ચોક્કસપણે ધારણા હોવી જોઇએ, જો એવી કઈ ધારણા ન હોય તો આપણી પ્રવૃત્તિ કન્યા શોધી રાખ્યા વિના વરઘોડો કાઢવા જેવી જ લેખવા પામે. જીવ સમ્યક્ત્વ પામે છે તે પછી નવકારમંત્ર ભણીએ તો તે કાર્યમાં પણ મુક્તિની ધારણા હોવી જ જોઇએ.

(इत्थ य पओअणमिणं कम्मक्खओ० आव० नि० १०२२)
અને એવી ધારણા હોય તો જ ક્રિયાઓ કરેલી પ્રમાણ છે જૈનદર્શનને પામીએ પણ તે પામ્યા પછી આત્માનો ગુણ

કલ્પવૃક્ષની જે ઉત્પત્તિ થઈ છે, તે પણ તમારે હિસાબે તો વૃથા જ છે. કલ્પવૃક્ષની પાસે રત્ન ન માંગતા તમે કોલસા માગશો તો તે તમોને કોલસા જ આપશે, અર્થાત્ તમો શું માંગો છો તે તમારી ક્રિયાના આરંભની સાથે જ તમારા ખ્યાલમાં હોવાની અતિશય જરૂરિયાત છે

તમારૂં ધ્યેય.

ધાર્મિક ક્રિયાઓ ઉત્તમ છે અને તે અખંડ સુખને આપનારી છે

(दुर्गतिप्रसृतान् जन्तून्, यस्माद्धारयते ततः ।
धत्ते चैनान् शुभे स्थाने तस्माद्धर्म्म इति स्मृतः ॥१॥
યો૦ શા૦ પૃ૦ ૬૨)

પરંતુ તમારી જો કાંઈ પણ માગણી જ ન હોય તો ક્રિયાઓ દ્વારા પણ તમે કશુ જ મેળવી શકવાના નથી એની ખાતરી રાખજો. તમે જ્યાં સુધી આત્મા કૈવલ્ય સ્વરૂપ છે,

(अत एवाह-अनन्तज्ञानोऽनन्तदर्शनः ज्ञेयानन्तत्वात्, પંચસૂ૦ પૃ૦ ૨૪

એવી ધારણા જ ન કરો ત્યાં સુધી તમારી બધી મહેનત વૃથા છે. તમારા આત્મામાં પહેલી ચોક્કસ ધારણા હોવી જ જોઈએ, આત્મા કૈવલ્ય-સ્વરૂપ છે એ તમારા ધ્યાનમા હોવુ જ જોઈએ જ્યારે એ વાત તમારા ધ્યાનમા આવશે ત્યાં જ તમે કૈવલ્ય પ્રાપ્તિની ધારણા રાખી શકશો, અને તમે જ્યારે કૈવલ્ય પ્રાપ્તિની ધારણા રાખતા થશો ત્યારે જ કૈવલ્ય સ્વરૂપને પામી શકશો; અન્યથા કેવલ્ય-સ્વરૂપને તમે મેળવી શકવાના નથી.

ઉદ્દેશ વગરની ક્રિયા લૂંટારા જેવી.

કોઈપણ પ્રકારની ધારણા રાખ્યા વિના જ જો તમે કાંઈ પણ મેળવવાની ઈચ્છા રાખતા હો તો તમારી એ ઈચ્છા કેવા

ખુલાસો આપણે ન આપી શકીએ તો જૈનશાસનની મહત્તા તેમના ખ્યાલમાં આવી શકવાની નથી. ખૂદ જૈનોએ પણ એ મહત્તા જાણવી જ રહી. જો જૈનો પણ એ મહત્તા ન જાણે તો એનો અર્થ એટલો જ કે મોટી મોટી વાતો કરવા છતા આપણે આપણા ઘરને જ જાણતા-પીછાણતા નથી.

## જૈનશાસન એ દેખતાનો માર્ગ છે.

પીરને ખોજા વખાણે છે. ખોજા સિવાય પીરને બીજું કોઇ વખાણતું નથી, માતા ડાકણ હોય તો પણ છોકરાઓ તો માતાને અન્નપૂર્ણા જેવી જ માને છે. શિવને શૈવો માને છે વિષ્ણુને વૈષ્ણવો ભજે છે, અને બુદ્ધને બૌદ્ધો ભજે છે; એ જ રીતે પરમ પ્રતાપી શ્રીજિનેશ્વર ભગવાનને જો આપણે ભજતા રહીએ તો પછી બીજાની અને આપણી માન્યતામાં ફેર પણ શો? ત્યારે હવે વિચાર કરો કે અન્યદર્શનીઓ પોતપોતાના ઇષ્ટદેવને વખાણે છે તેમાં અને જૈનો પોતાના તીર્થંકરદેવોને વખાણે છે તેમા કશો તફાવત રહેલો છે કે નહિ? ઉપદેશકને તે ઉપદેશક છે એટલા જ માટે જેઓ મહત્તા આપે છે તેઓ સાચા તત્ત્વપરીક્ષકો નથી ઉપદેશકની મહત્તાનો વિચાર કરતાં પહેલાં એ વાત જાણવી જરૂરી છે કે ઉપદેશક પોતે જે કાંઇ કહેવા માગે છે, તે તેણે પોતે બરાબર પીછાણેલુ અને અનુભવેલું છે કે નહિ? જે ઉપદેશક કોઈપણ તત્ત્વને પોતે પહેલાં જાણે છે, પછી તેને વર્તનમાં મૂકે છે અને તત્પશ્ચાત તેનો ઉપદેશ કરે છે, તે જ ઉપદેશક મહત્તાની પ્રાપ્તિ માટે યોગ્ય છે, અને તેવા ઉપદેશકના મુખમાંથી જે કાંઇ શબ્દો -તે જે કોઈ માર્ગ દર્શાવે છે; તે માર્ગ અને તેનો

પ્રત્યક્ષ જાણી શકે છે, પારખી શકે છે, અનુભવી શકે છે, અને તે વાત સર્વજ્ઞ હોય તે જ આ જગતને જણાવી શકે છે. તીર્થંકર ભગવાનોનુ એ કહ્યું જે માન્ય રાખવું તેનું નામ સમકિત છે. (तमेव सच्चं नीसंकं जं जिणेहिं पवेइयं, आचा० सू० १६३) જૈનો સર્વજ્ઞ ભગવાનોને જ ભજે છે, તેની મહત્તા શું? એનો ખ્યાલ પણ હવે તમોને આવવા પામશે. ખોજો પીરને પૂજે છે તેમ બીજા શાસનવાળા પોતપોતાના ઇષ્ટ દેવદેવીઓની પૂજા કરે તે જ પ્રમાણે જૈનો પણ જો તીર્થંકર ભગવાનોને પૂજતા રહે, તો પછી બીજાની દેવપૂજા અને જૈનોની દેવપૂજામા કાઈ ફરક રહેવા પામતો નથી!

તીર્થંકરો જન્મથી જ્ઞાનવાન્ છે.

તીર્થંકર પોતે જન્મથી ત્રણ જ્ઞાનના અને દીક્ષાથી ચાર જ્ઞાનના ધણી છે

(तिहिं नाणेहिं सम्मग्गा तित्थयरा जाव हुंति गिहिवासे।
पडिवन्नमि चरित्ते चउनाणी जाव छउमत्था ॥
वि० प्र० गा० १३२).

તેમણે એ જ્ઞાન મેળવ્યું છે અને તેને પૂર્ણ રીતિએ અનુભવ્યું છે, છતા કેવળજ્ઞાન થયા પહેલાં ઉપદેશ આપતા નથી.

(अत एव जिना दीक्षा-कालादाकेवलोद्भवम् ।
अवद्यादिभिया ब्रूयु-र्ज्ञानत्रयभृतोऽपि न ॥ १ ॥
अध्या० क० श्लो० २४७).

કેવળજ્ઞાનથી પ્રત્યક્ષ અનુભવનારાઓનુ કહ્યું માન્ય રાખીને જૈનો ચોક્કસ એ જ પ્રકારની ધારણા પૂર્વક તીર્થંકરદેવોને ભજે છે, માટે જ બીજાની દેવપૂજા કરતા જૈનોની દેવપૂજાને વિશેષ મહત્વ છે.

આત્માની અપૂર્વ ઋદ્ધિ.

ભગવાન્ શ્રીતીર્થંકરદેવોએ પોતે સંપૂર્ણ જ્ઞાન મેળવીને

(जह सव्वदव्वपरिणामभावविण्णत्तिकारणमणंतं।
सासयमप्पडिवाई एगविहं केवलं नाणं ॥ १ ॥
आव० नि० गा० ७७)

તેને પ્રત્યક્ષ અનુભવીને જગતને માટે એ વાત જાહેર કરી છે કે-આ આત્માનો પ્રધાન ગુણ કેવલ્યજ્ઞાન, છે આત્મા કેવલ્યનો માલીક છે, અને કેવલ્યજ્ઞાન એ આત્માની અપૂર્વ ઋદ્ધિ છે હવે આ વાત જ્યારથી તમારા ધ્યાનમા આવી છે, ત્યારથી એ જ્ઞાન પ્રાપ્ત કરવા તરફ તમારી સતત જાગૃતિ રહેવી જ જોઇએ છે ચોવીસે કલાક એક જ વિચાર

યુદ્ધનો સેનાપતિ જ્યારથી સમરાંગણના સમાચાર સાંભળે છે, ત્યારથી તેની સ્થિતિ યુદ્ધમય બની જાય છે યાવત્ યુદ્ધ પણ સેનાપતિ કાંઈ ઉપવાસ કરવા માંડતો નથી તે ખાય છે, પીએ છે સૂએ છે, ઓઢે છે, પહેરે છે શરીર સંચાલનની સઘળી ક્રિયાઓ કરે છે, પરંતુ તે છતાં તેનું ધ્યાન તો હમેશાં યુદ્ધમા ને યુદ્ધમા જ રહે છે અન્યત્ર તેનું ચિત્ત જતું નથી સમરાંગણ સેનાપતિથી ચાહે તો પાંચ ગાઉ દૂર હો ચાહે તો તદ્દન નજીકમા હો અથવા પાંચ હજાર ગાઉ દૂર હો. પરંતુ દરેક સમયે સેનાપતિનું લક્ષમાત્ર તો યુદ્ધ તરફ જ રહે છે, તે જ પ્રમાણે આત્માની સ્થિતિ પણ હોવી જોઈએ

આત્માનું લક્ષ્ય

શ્રીજિનેશ્વર ભગવાન્ દ્વારા આત્માની ઋદ્ધિ કેવલજ્ઞાન છે એ વાત જીવ જાણે ત્યારથી તેની વૃત્તિ સતત એ ઋદ્ધિ મેળવવા તરફ જ રહેવી જોઇએ ભલે કે માણસ ખાય, પીએ સૂએ, ફરે ઊઠે, બેસે, ધંધોરોજગાર કરે કે ચાહે તે કમ

કરે, પરતુ તેની વૃત્તિ આત્માની એ અપૂર્વ ઋદ્ધિ તરફ તો હોવી જ જોઇએ, અને તેના મનમાં એવી ભાવના તો રહેવી જ જોઇએ કે હું કેવલજ્ઞાનનો માલીક છું, અને તે જ્ઞાન મેળવવાનો જ મારો પ્રયાસ હોવો જ જોઇએ. એ જ્ઞાન મેળવવું એ મારી પહેલી ફરજ છે. આત્માની ઋદ્ધિ શ્રવણ કરી ચૂકેલી વ્યક્તિને હાથે જે કાંઈ ધર્મક્રિયા થાય તે સઘળામાં આત્માનો એ હેતુ તો હોવો જ જોઇએ કે હું કૈવલ્યજ્ઞાન મેળવવાનો અધિકારી છું. આવી ધારણા તેની દરેક ક્રિયાઓમાં અવશ્ય હોવી જ જોઈએ, અને તેવી ધારણા હોય તો જ તેણે તીર્થંકર ભગવાનોનું કથન આચાર્યમહારાજાઓ દ્વારા સાંભળેલુ પ્રમાણ છે. યુદ્ધનો સેનાપતિ જ્યાં સુધી જીત નથી મળતી ત્યાં સુધી પોતાનું લક્ષ જેમ રણસંગ્રામમા જ રોકી રાખે છે, તે જ પ્રમાણે આત્માએ પણ કૈવલ્યજ્ઞાન એ આત્માનું લક્ષ્ય છે એ જાણ્યા પછી, તેની જ્યાં સુધી પ્રાપ્તિ નથી થઈ, ત્યા સુધી દરેક ક્રિયા વખતે કૈવલ્યજ્ઞાનની પ્રાપ્તિનું લક્ષ્ય તો રાખે જ છૂટકો છે.

**સમ્યક્ત્વ કોનું નામ.**

સર્વજ્ઞ ભગવાનો પોતે આત્માની ઋદ્ધિ મેળવીને અનુભવીને અનુભવ સિદ્ધ વાત તરીકે જગતને એમ જાહેર કરે છે કે—આત્માનો અપૂર્વ ગુણ આત્માની અપૂર્વ ઋદ્ધિ તે કૈવલ્યજ્ઞાન છે એ વાત જાણી લીધા પછી દરેક જાણી લેનારાએ પોતાની ક્રિયાઓમાં પોતે કૈવલ્યજ્ઞાનની ધારણા રાખવી જ ...ડી છે. આત્માને કૈવલ્યજ્ઞાનની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી તેની ...ક્રેય ક્રિયામાંથી કૈવલ્યની પ્રાપ્તિનો ઉદ્દેશ ન ખસે તેનુ નામ

કૈવલ્યરૂપી સુવર્ણના માલીક છે. કેવલ્યજ્ઞાન એ સુવર્ણના વિશુદ્ધ સિક્કાઓ છે, પરંતુ એ સઘળું સામે પડેલું હોય; ત્રિલોકના નાથ સામે આવીને ઊભા રહેલા હોય, તો પણ જેને સમ્યગ્-દર્શન રૂપી આંખો જ નથી, તેને એ સઘળી સમૃદ્ધિ નકામી જ છે. જેને આંખો છે તેને તો પ્રત્યક્ષ સૂર્યની પણ જરૂર જ નથી. પાણીમાં, કાચમાં, ઘડામાં કોઇપણ ચીજમાં સૂર્યનું માત્ર પ્રતિબિંબ પડે છે, તે પ્રતિબિંબ પણ નેત્રવાળાને માટે તો બસ છે. એકલા પ્રતિબિંબ ઉપરથી પણ તે સૂર્યને પારખી લે છે, તે જ પ્રમાણે જેને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થયેલી છે, તે આત્માઓને માટે તો ભગવાન્ શ્રીજિનેશ્વરદેવોનું જેમાં પ્રતિબિંબ છે એવા આગમો જ બસ છે. પ્રતિબિંબ ઉપરથી મૂળ વસ્તુનો ખ્યાલ આવી શકે છે, પરતુ તેવો ખ્યાલ પણ નેત્રોવાળાને માટે જ છે. આંધળો તો એવો ખ્યાલ પણ કરી શકવાનો નથી; કોઇ વ્યક્તિને આંખો હોય, પતરામાં, કાચમાં કે પાણીમાં પડેલું સૂર્યનું પ્રતિ-બિંબ તે દેખી શકે, અને તે છતાં પણ એવી શંકા કરે કે "સૂર્ય ઊગ્યો હશે કે નહિ ઊગ્યો હોય?" તો તેવાઓને "દેખતા આંધળા જ" કહેવા પડે છે. તે જ પ્રમાણે શ્રીજિનેશ્વર મહા-રાજનુ જેઓ શાસન પામ્યા છે, તેઓ પણ જો એ વિષયમાં આ શકા કરવા જાય તો તેઓ દેખતા આંધળા જ છે.

### દેખતા આંધળા.

સમ્યગ્ દર્શનની અપેક્ષાએ અન્યદર્શનીઓ આંધળા છે? નેત્ર વિનાના છે, અને તેઓ આત્માના કૈવલ્યગુણ વગેરેમાં શંકા કરે તો તે સ્વાભાવિક છે, પરંતુ જેઓ જૈનદર્શનને પામ્યા છે, જૈનદર્શનરૂપ આંખોને પામ્યા છે, તેઓ આગમ-

પરંતુ પાછો ત્યાંનો ત્યાં જ. તે જ પ્રમાણે ઉપરના ઉદ્દેશ વિનાનો જીવ ગમે એટલા પ્રબળ પ્રયત્નો કરે, ગમે એવાં દાન વગેરે કરે, પરંતુ તે છતા તે સંસારમાં ને સંસારમાં જ. તેવો આત્મા મોક્ષે જાય એવો કદી પણ સંભવ જ નથી.

## જૈનશાસનમાં કાન અને સાન.

મોક્ષની પ્રાપ્તિ તો તેને જ માટે શકય છે કે જેણે સઘળી ક્રિયાઓમાં કૈવલ્ય પ્રાપ્તિનો જ એક ઉદ્દેશ રાખ્યો છે. આવી કૈવલ્ય જ્યોતિ આત્માને કયારે મળે છે તેનો હવે વિચાર કરો. જીવ અનાદિ કાળથી હેતુ વિનાની રખડંપટ્ટી પર ચઢેલો છે. તે અનાદિ કાળથી સંસાર ચક્રમાં ફર્યા જ કરે છે.

( स एव जन्मजरामरणजलधारणाज्जलधिः, तस्मिन्ननादिनिधनतया "अपारे" पर्यन्तचिकले चम्भ्रम्यमाणानामितिशेषः। धर्म० प्र० गा० २ टी० ).

જીવ એકેન્દ્રિયાદિમા ફર્યો. આખો મળી, કાન મળ્યા, પરંતુ તે છતા તેનો કાંઈ દહાડો વળ્યો નથી. તેણે અનેક ભવોમાં જન્મ જેટલા મેળવ્યા હશે, તેનાથી વધારે કાન મેળવ્યા હશે; (दुमपत्तयं अज्झयणं), પરંતુ તેણે એક જન્મમા સાન મેળવી નથી. સાન તો ત્યારે જ મળે છે કે આત્મા જ્યારે પરમ પ્રતાપી જૈનશાસનને પામે છે, જૈનશાસનમા જેણે સ્થાન મેળવ્યું છે એવાઓને એકલા કાન હોતા નથી, પરંતુ કાનની સાથે સાન પણ હોય છે. જૈનશાસન પામીને તમે કાન અને સાન બને મેળવો છો, અને તે બંને મળ્યા છતાં જયારે તમે હવે આત્મકલ્યાણને માર્ગે નહિ ચાલશો તો પછી આત્મકલ્યાણને માર્ગે કયારે તેનો વિચાર કરો ?

ગૌતમસ્વામીજીએ સ્પષ્ટ કર્યું હતું કે આત્માનુ સંશયજ્ઞાન જો તેઓ દૂર કરી શકે, તો જ તેઓ સર્વજ્ઞ છે, તે સિવાય હું તેમને સર્વજ્ઞ માનવાનો નથી, તે જ પ્રમાણે અહીં જ્ઞાનપંચમીનું પર્વ છે એ પણ બીજા તત્ત્વોની મહત્તા ઓછી કરવાને માટે નથી, પરંતુ આત્માના જ્ઞાનગુણને આરાધવાને અંગે જ છે. ત્યારે જ્ઞાનપચમીનું પર્વ શા માટે છે એ વાત ધ્યાનમાં લેજો. આત્માના જ્ઞાનગુણને આરાધવા માટે જ્ઞાનપચમીનુ પર્વ છે. હવે એ જ્ઞાનપંચમીની ખરેખરી આરાધના કેવી રીતે થાય છે તેનો વિચાર કરો. તમે જ્ઞાનપચમીનો ઉત્સવ કરો એટલે કે જ્ઞાનપંચમીનો ઉપવાસ વગેરે કરો, ખમાસમણા દો, કાઉસગ્ગ કરો, તે સઘળાનો અને જ્ઞાનગુણનો શો સંબધ રહેલો છે તે વિચારો.

## આત્માને ધર્મક્રિયામાં કેમ પરોવવો ?

કોઈ એવી શંકા કરશે કે આત્માનો ગુણ કૈવલ્યજ્ઞાન છે એ વાત કબૂલ છે, પરંતુ એ કૈવલ્યજ્ઞાનને રોકનાર તો જ્ઞાનાવરણીય કર્મ છે તો પછી જ્ઞાનપંચમીનુ પર્વ કરવાના નિમિત્ત સામાયિકાદિ કરતાં, વાંચતાં કે ગાથાઓ ભણતા હાથ કે માથુ ઝુકાવવું, ઉપવાસ કરવો એ સઘળાનો શો સબધ હોઈ શકે? એ શકાનો જવાબ તદ્દન સીધો છે.

## ગાય બાંધવાના દૃષ્ટાંતથી ક્રિયા.

ગાય દૂધ ઓછું આપતી હોય તો તમે જરૂર એમ કહો કે 'છોકરા ! ગાયને વધારે જાડા ખીલા સાથે બાધી દે એટલે તે દૂધ વધારે આપશે.' શુ આ કહેવાનો કાંઈ અર્થ છે? દેખીતી રીતે એમ લાગે છે કે જે વડીલ છોકરાને આવો

તમે માગો છો એ વાત સાચી છે. સરકારે તે વાત કબૂલ રાખી છે, પરંતુ તે છતાં તમારું લેણું વસુલ કરવા આડી તમોને બેલીફની જરૂર પડે છે, અને તમારું જે લેણું હોય તે માત્ર બેલીફની મારફત જ વસુલ કરી શકાય છે.

## બેલીફથી લેણું વસુલ કરાય.

એજ પ્રમાણે આત્માને કરવી પડતી ક્રિયાઓનુ પણ સમજવાનુ છે. આત્માને જે કેવળજ્ઞાન થવાનું છે તે જ્ઞાન બહારથી લાવવાનું નથી, અથવા તે જ્ઞાન કોઈની પાસેથી ઉછીનુ પણ લેવા જવાનું નથી પરંતુ એ જ્ઞાન તમે ક્રિયાઓ દ્વારા જ પ્રાપ્ત કરી શકો છો. ગાયનું ઉદાહરણ આપણે આગળ જોયું છે. ગાયને જાડે ખીલે બાધીએ તો તેનાથી તે છૂટી થઈને ગમે તેમ રખડી શકતી નથી, અને તે ગમે ત્યાં રખડવા જતી ન હોવાથી તેનું દૂધ પણ ચોરાવા પામતું નથી, પરિણામે ગાય વધારે દૂધ આપે છે. ગાયને ખીલે બાધવામાં જેમ તેને રખડતી બધ કરવાનો ઉદ્દેશ રહેલો છે, તે જ પ્રમાણે આત્માને ક્રિયામાં જોડવામાં પણ તેને વિવિધ વિષયો તરફ ભમતો અટકાવવાનો જ હેતુ છે આત્માને ક્રિયાઓ વડે વિષયોમાં વહી જતો રોકી રાખવાનો જ ઉદ્દેશ છે અને એ જ ઉદ્દેશપૂર્વક જૈનશાસનની સઘળી ધર્મક્રિયાઓને અવકાશ છે.

ગાયને જાડે ખીલે ન બાંધી રાખો તો પરિણામ એ આવે છે કે તે છૂટી જાય છે, અને ગમે ત્યાં રખડવા મડી પડે છે, તે જ પ્રમાણે આત્મા પણ જો ક્રિયાઓમાં પરોવાયેલો ન રહે, તો આત્માનું અધ્યવસાયરૂપી દૂધ સ્ત્રી, પુત્રો, પૈસો અને બીજી પૌદ્‌ગલિક ઉપાધિઓમાં વહેંચાઇ જાય છે. આત્મા

"મોહક્ષય"રૂપી બેલીફ.

કૈવલ્યગુણ એ તમારા આત્માનો પ્રધાન ગુણ છે, પરંતુ એ તમારી ખોવાએલી મિલ્કત છે. તે તમારી ખોવાએલી મિલ્કતનો કબજો મેળવવા તમારે "મોહક્ષય"રૂપી બેલીફને સાથે રાખ્યા વિના છૂટકો જ નથી જો તમે મોહ ઉપર કબજો મેળવી ન શકો તો ખાતરીથી માની લેજો કે તમારી આત્મ સિદ્ધિ તમે કદી પણ મેળવી શકવાના જ નથી; અને તમારા કૈવલ્યાભિલાષી આત્માને ઠોકરો જ ખાવી પડવાની છે. વ્રત, ઉપવાસ, પૌષધ એ સઘળાં મોહની મંદતા કરનાર હોવાથી તેઓ સઘળા બેલીફને સ્થાને છે.

હુકમનામું ચોક્ખું જોઈએ.

હવે તમે એવો પ્રશ્ન કરી શકો છો કે; પૌષધાદિ કરવાથી મોહમંદતાની પ્રાપ્તિ થાય છે એટલે પૌષધાદિની આવશ્યકતા તો સ્પષ્ટ છે, પરંતુ ખમાસમણ દેવાથી શો લાભ થાય છે? 'નમો નાણસ્સ' એ ગુણણાની કૈવલ્યની પ્રાપ્તિમાં શી આવશ્યકતા રહેલી છે? ઠીક, તમારી મિલ્કત પારકાની પાસે છે એમાં કાંઈ સંશય નથી. ન્યાયની કોર્ટે તમારી વાત માન્ય રાખી છે, અને તમોને હુકમનામું કરી આપ્યું છે હુકમનામું બજાવવા માટે તમે બેલીફને પણ તમારી સાથે રાખ્યો છે. કોઈ રીતે તમે અપૂર્ણતા રાખી નથી, પરંતુ તમારા હુકમનામામાં કોર્ટની સહી છે તે ઉપર જ તમે શાહી ઢોળી દો અથવા છેકા પાડી દો તો? જો એમ થાય તો તમે તમારૂં લેણું એ હુકમનામાની રૂએ વસુલ કરી શકવાના નથી. તમારૂં હુકમનામું સ્પષ્ટ, શંકા વગરનું અને ચોક્ખું જ હોવું જોઈએ. તમે વિચાર કરો કે તમારી

નથી, એથી એમ ન સમજશો કે તે સઘળા કરવાની જ જરૂર નથી. તે સઘળું આવશ્યક છે, પરંતુ મહિને વ્યાજનો હપ્તો હજાર રૂપીયાનો થતો હોય, તે માણસ વ્યાજમુદ્દલ પેટે પાંચ રૂપીયા ભરવા જાય તેનો જેમ કશો અર્થ નથી, તે જ પ્રમાણે અહીં ઉપરોક્ત કથનનો પણ હેતુ છે હવે જે પ્રચંડ કર્મબંધનો ઊભા છે તેની અપેક્ષાએ માત્ર જ્ઞાનપંચમીને દિવસે જ ડાહ્યા બની જઈએ, તે દિવસ માટે જ વ્રત, ઉપવાસ કરીએ અને બાકીનુ કાંઈ ન કરીએ તો તેથી આપણો દહાડો વળવાનો નથી, તે યાદ રાખજો

**કઈ તિથિ જ્ઞાનપંચમી ?**

આપણે કાર્તિક માસની શુક્લ પંચમીને જ્ઞાનપંચમી માનીને.

( श्रुतपञ्चमीकाऽऽराद्धा राद्धान्तोक्ततपोजपैः। भवि० अ० १ श्लो० ४४ )

તેનો આદર કરીએ છીએ, તે દિવસે જ્ઞાનના પુસ્તકો બહાર કાઢીએ છીએ અને જ્ઞાન માંડીએ છીએ

**ચંદરવા પુંઠીયાના શણગારથી કાર્ય નહિ થાય.**

ચંદરવા પુંઠીયા વગેરે બહાર જનતાના દર્શનાર્થે મૂકીએ છીએ, પરંતુ આ સઘળાની સાથે એક વસ્તુ તમારે ખાસ તપાસવાની છે. જ્ઞાન માંડનાર અને જ્ઞાનનું દર્શન કરનાર, એ સઘળાએ પોતાની કાર્યવાહી લક્ષમાં રાખવાની છે. એક તો એકલા ચંદરવા પુંઠીયા કાઢીને તે ગ્રંથો સહ બહાર મૂકયાં અને તેના દર્શન કર્યાં એટલે જ તમે કાર્યની પૂર્ણ કક્ષાએ પહોચી ગયા છો એમ માની લેશો નહિ જ્ઞાનની પૂર્ણ આરાધના તો હજી બાકી જ છે. ચંદરવા પુંઠીયાની સુશોભિતતા અને ઉપયોગીના સાથે તમારે અંદરના પુસ્તકોની પણ સંભાળ રાખવાની

## જ્ઞાનનો ફેલાવો, ઉદ્ધાર અને વધારાના પ્રશ્નો.

તમે જ્ઞાનના ફેલાવા માટે શું કર્યું ? જ્ઞાનનો ઉદ્ધાર કેટલો કર્યો ? જ્ઞાનમાં વધારો કેટલો કર્યો ? આ ત્રણ પ્રશ્ન વિચારો પહેલાં તો તમારે પોતે તમારો હિસાબ જોવાનો છે કે ગયા વર્ષમાં તમે નવું જ્ઞાન મેળવીને તમારા પોતાના આત્માને કેટલો સુધાર્યો, તેને કેટલો સંસ્કારી બનાવ્યો અને તેને મોક્ષની સમીપમાં કેટલે અંશે લઈ ગયા ? અથવા તો તમે તમારા આત્માને કેટલે અંશે અજ્ઞાની બનીને બગડવા દીધો અથવા તમે કેટલા બગડ્યા ? પછી તમારે આ વાત પણ વિચારવાની છે કે તમે જ્ઞાનનો ઉદ્ધાર કેટલો કર્યો ? જ્ઞાનનો સમાજમાં પ્રચાર કરવા માટે તમે શું શું પ્રયત્નો કર્યા ? તમારા શરીરની શક્તિનો કેટલામો ભાગ તમે જ્ઞાનોદ્ધારમાં વાપર્યો અને તમારી વાર્ષિક આવકનો કેટલામો ભાગ તમે જ્ઞાન પ્રચારમાં આપી દીધો ?

વ્રતોપવાસાદિ સાથે તમે જ્યારે આ સઘળા પ્રશ્નો વિચારી જોશો અને તેને શાસ્ત્રદૃષ્ટિએ અમલમાં મૂકશો, ત્યારે જ તમે સાચી જ્ઞાનપંચમી ઉજવી એમ ગણાશે, તે સિવાય તમે જ્ઞાનપંચમી પુરેપુરી રીતે ઉજવી છે એવું તમે ન કહી શકો.

## હવે સરવૈયું તો ખેંચો.

હવે આગળ વધો. દીવાળીમાં અમુક દિવસે તમે શારદા-પૂજન કરો છો. બીજા બધા આર્યો કરતાં જૈન આર્યોને શારદા-પૂજન સાથે વધારે સંબધ છે, કારણ કે જૈનેતર આર્યોનો વ્યવ-સાય બધાનો જ વ્યાપાર રોજગાર ન હોવાથી તેમને ત્યાં નિયમિત શારદાપૂજન કરવામાં આવતુ નથી, ત્યારે જૈનોનો સંબધ માત્ર વ્યાપાર સાથે જ હોવાથી તેમને ત્યા શારદાપૂજન વધારે

દ્રવ્ય તે જ્ઞાનખાતામાં જ જવું જોઇએ, તે પાછું કોથળીખાતામાં જઈ જ ન શકે, આ વાત તમો ધ્યાનપૂર્વક વિચારશો તો તમોને જણાઇ આવશે કે તમે જે કરો છે તે વ્યાજબી નથી.

## લક્ષ્ય લક્ષ્મીપૂજનમાં જ છે!

ખરી વાત એ છે કે શારદાપૂજનને દિવસે નામ છે "શારદાપૂજન", પણ લક્ષ્ય છે લક્ષ્મીપૂજનનું. તમે ધ્યેય લક્ષ્મીપૂજનનું રાખો છો અને શારદાપૂજન કરો છો માટે જ તમારી શારદાપૂજા સફળ થવા પામતી નથી સરસ્વતી એ તો આર્યોની સામાન્ય દેવી છે સરસ્વતીને તો વૈદિક આર્યો પણ માને છે અને આપણે જૈન આર્યો પણ સરસ્વતીને માનીએ છીએ દિગંબરો પણ માને છે.

( जयउ सुय-देवदा श्रुतदेवताकी जय हो, महाबन्ध प्रस्तावना २३ ).

## જૈનોને શારદાપૂજન સમ્યગ્‌જ્ઞાન માટે.

જૈન આર્યોનું શારદાપૂજન એ સમ્યગ્‌જ્ઞાન શા માટે કહી શકાય છે? કે તે વખતે તમે એનો આદર સત્કાર કરો મુહૂર્ત વગેરે જોવડાવો છો અને ધર્માનુકૂળ થઈને એ કાર્ય કરો છે, ત્યારે વિચાર કરો કે સમ્યગ્‌જ્ઞાનને નામે તમે શારદા-પૂજન કરો છો, તો પછી સમ્યગ્‌જ્ઞાનની પૂજા, તેની સંભાળ, તેનો પ્રચાર વગેરે શા માટે કરતા નથી વારૂ? તમે એમ સમજતા હશો કે એમ તો દેવવંદન કરીએ છીએ, નવકારવાળી ગણીએ છીએ એટલે હવે અમારે બીજું કાંઈ પણ કરવાપણું બાકી નથી, તો તેવી માન્યતા ધરાવનારાઓએ યાદ રાખવાની જરૂર છે કે એ રીતે તમારી જ્ઞાનપૂજા અધુરી છે તમારી કૈવલ્યરૂપી મિલ્કતનું થએલુ હુકમનામું બજાવવા માટે બેલીફ

(सवणे णाणे य विन्नाणे पच्चक्खाणे य संजमे।
अणण्हते तवे चेव वोदाणे अकिरिय निव्वाणे ॥१॥
ठाणां० पृ० १५६,)
(ज्ञानस्य फलं विरतिः, प्रशम० श्लो० ७२),

તેથી જ જ્ઞાનને વિશેષ મહત્તા આપેલી જોવામા આવે છે શાસ્ત્રકારોએ તો સ્પષ્ટ રીતે કહી જ દીધું છે કે-

'જ્ઞાન દશા જે આકરી, તેહ ચરણ વિચારો'
(सीम० विन० स्त० ढा० ३ गा० २४)

એટલે કે જ્ઞાનની જે વિશુદ્ધ દશા છે તે જ ચારિત્ર દશા છે આથી એમ સમજવાનું નથી કે ચારિત્રની કાંઇ મહત્તા જ નથી, અને સઘળી મહત્તા જ્ઞાનની જ છે. જ્ઞાન ગમે એટલુ હોય તો પણ જો ચારિત્ર નથી હોતું, તો ત્યાં મોક્ષની પ્રાપ્તિ નથી, એ સ્પષ્ટ છે

(जहा खरो चंदणभारवाही, भारस्स भागी न हु चंदणस्स।
एवं खु नाणी चरणेण हीणो, नाणस्स भागी न हु सोग्गईए
॥१॥ आव० नि० गा० १००)

છતાં જ્ઞાનના અંશમાંથી જ ચારિત્ર જન્મ પામતું હોવાથી ચારિત્ર પંચમીનુ પર્વ ન રાખતાં જ્ઞાનપંચમીનુ જ પર્વ રાખવામાં આવ્યું છે.

**જ્ઞાનથી ચારિત્રની ઉત્પત્તિ.**

શાસ્ત્રકારમહારાજા સ્પષ્ટ રીતે કહે છે કે 'पढमं नाणं तओ दया (द० अ० ४), અર્થાત્ પહેલું જ્ઞાન થાય છે અને જ્ઞાન થયા પછી જ દયા (સંજમ) એટલે ચારિત્રની પ્રાપ્તિ છે. 'पढम नाण तओ दया' એમા तओ કહી વાકયનો ભેદ પાડ્યો છે. એ ભેદ શાસ્ત્રકારોએ શા માટે પાડ્યો છે, તે તમારે ખૂબ ધ્યાન રાખીને વિચારવાનુ છે. આ વાકયભેદ કાંઇ અમથો પાડી દેવામાં આવ્યો જ

### જ્ઞાન સારૂં કેમ ?

જ્ઞાનને સારૂં કહીએ છીએ અને અજ્ઞાનને ખરાબ કહીએ છીએ, પરંતુ અજ્ઞાન ખરાબ શા માટે છે? અને જ્ઞાન સારૂં શા માટે છે,? તેનો વિચાર કરો. અજ્ઞાન એ અજ્ઞાન તરીકે ખરાબ નથી, તે જ પ્રમાણે જ્ઞાન એ જ્ઞાન તરીકે પણ સારૂં નથી, પરંતુ જ્ઞાન આત્માનું કલ્યાણ કરી શકે છે (દ૦ અ૦ ૪,) માટે તે સારૂં છે અને અજ્ઞાન આત્માનું કલ્યાણ કરી શકતું નથી, તે માટે જ તે નઠારૂં અથવા ખરાબ છે. ખરી રીતે કહીએ તો જે આત્માનું હિત કરી શકે છે તે જ જ્ઞાન છે અને જે આત્માનુ અહિત કરે છે તે જ અજ્ઞાન છે આ જ હેતુથી આચાર્યદેવશ્રી-શય્યંભવસૂરીશ્વરજીમહારાજ અજ્ઞાનને ખરાબ મનાવે છે અને તેમણે 'अन्नाणी किं काही' એ વાક્ય લખ્યુ છે. અર્થાત્ અજ્ઞાન આત્માના હિતનું કાર્ય કરવા દેતું નથી, માટે તે ખરાબ છે. જ્યારે જ્ઞાન આત્માના હિતનુ કાર્ય કરવા દે છે માટે તે સારૂં છે.

### ચૌદપૂર્વીના પ્રશ્ન.

ચૌદપૂર્વી શ્રુતકેવળીઓને તો કાંઇ પ્રશ્ન કરવાપણું હોતું જ નથી તેઓ ત્રણે કાળને અને સઘળા પદાર્થોને તેના પર્યાયો સહિત જાણે છે, પરતુ તે છતાં તેઓ પ્રશ્ન કરે છે તેનું કારણ શું તે વિચારો. એજ કારણથી તેઓ પ્રશ્નો કરે છે કે જેથી જ્ઞાનની મહત્તા જણાય છે, અને બીજાઓ પણ જ્ઞાન પામી શકે છે.

### અજ્ઞાન ખરાબ કેમ ?

જ્ઞાનને સારૂ ગણ્યુ છે અને અજ્ઞાનને ખરાબ ગણ્યું છે.

### શ્રીમહાનિશીથસૂત્રમાં જ્ઞાનપંચમી.

હવે કોઈ એવો પ્રશ્ન કરશે કે કર્મનો બંધ તો પાંચે જ્ઞાનથી મટી જનારો છે, તો પછી પાંચે જ્ઞાનની આરાધના માટે જ્ઞાનપંચમી ન રાખતાં શ્રુતજ્ઞાનની આરાધના માટે જ પંચમીનું મહાપર્વ કેમ ઠરાવવામાં આવ્યું છે? આવી શંકા કરવી એ સર્વથા અર્થ વિનાનું કાર્ય છે. "જ્ઞાનપંચમી"ને આપણે મુખ્યતાએ જ્ઞાનપંચમી જ કહીએ છીએ "મહાનિશીથ-સૂત્ર"માં (અ૦ ૭ સૂ૦) પણ જ્ઞાનપંચમીને "જ્ઞાનપંચમી જ" કહેવામાં આવી છે.

### શ્રુતજ્ઞાનની મહત્તા.

જ્ઞાનપંચમીને શ્રુતપંચમી

(श्रुतपञ्चमीकाऽऽराद्धा राद्धान्तोक्ततपोजपैः । भविष्य० पृ० ६६ श्लो० ४४ )

કહેવામાં આવે છે તેનું કારણ એટલું જ છે કે એક દૃષ્ટિએ શ્રુતજ્ઞાન સઘળા જ્ઞાનનું સર્વોપરી જ્ઞાન છે. પાંચે જ્ઞાનનો પ્રકાશ શ્રુતજ્ઞાનથી જ થાય છે, માટે જ જ્ઞાનપંચમીનો શ્રુતપંચમી તરીકે પણ ઉલ્લેખ કરી શકાય છે. *ભાષ્યકારમહારાજા શ્રીમાન્ જિનભદ્રગણીક્ષમાશ્રમણજીએ કહ્યું છે કે "અર્થાત્ શ્રુત-

---

*मतिश्रुतावधिज्ञान–मनःपर्यायकेवलैः ।
भेदा ज्ञानस्य पञ्चैते मान्या मनीषिसत्तमैः ॥१॥
ज्ञानं सर्वमतैर्मतं गुणतया ग्राह्यं तथैतन्मतं,
दाता तद्धर आदिमो गुणवतां नम्यः सदा सत्तमैः ।
आराध्यश्च सुसेवनीयचरणो नाशातनीय सदा,
वर्ण्यः सद्गुणवर्णनेन विदुषां वार्या च निन्दा बुधैः ॥२॥
गणधरा गुणगौरवशालिनो, दधुरखण्डमतिश्रुतसम्पदम् ।

## જ્ઞાન માટે પંચમી જ કેમ?

હવે જ્ઞાન માટે પંચમી જ કેમ? જ્ઞાનપંચમી ક્યારે માનવી યોગ્ય છે? કાર્તિક માસમાં કે જેઠ માસમાં? અને જ્ઞાનની આરાધના માટે પર્વ તરીકે પંચમી જ કેમ માનવી? સાતમ આઠમ કે પૂનમ એને માટે કેમ યોગ્ય નથી માની તેનો વિચાર કરો? જ્ઞાન પાંચ પ્રકારનાં છે, તેથી જ જ્ઞાનની આરાધના માટે પંચમીનો દિવસ ઠરાવાએલો છે. એમાં જ મહત્તા અને બુદ્ધિપૂર્વકતા રહેલી છે.

## દિગંબરોની જ્ઞાનપંચમી.

આપણે કાર્તિક માસમાં પંચમીનું પવ કરીએ છીએ, ત્યારે દીગંબરો જેઠ મહિનામાં જ્ઞાનપંચમી કરે છે.

( ज्येष्ठसितक्षपञ्चम्यां, चातुर्वर्ण्यसंघसमवेत : ।
तत्पुस्तकोपकरणैर्व्यधात् क्रियापूर्वक पूजाम् ॥ १४३ ॥
श्रुतपंचमीति तेन प्रख्यातिं तिथिरियं परामाप ।
अद्यापि येन तस्यां श्रुतपूजां कुर्वते जैना ॥ १४४ ॥
इन्द्रनदिकृत-श्रुतावतार ॥

આ લોકો આ જ્ઞાનપંચમી કરવાનું જે કારણ બતાવે છે તે ખરેખર વિચારવા જેવું છે તેઓ કહે છે કે તેમના સંપ્રદાયમાં પુષ્પદંત અને ભૂતબલી નામના બે સાધુઓ થઈ ગયા હતા

(अहिवल्लि माघनंदि य धरसेंण पुप्फयंत भूदवली ।
नं० पट्टावली,
याइरियो सुत्तनाह, धवला टीका वीरसेन०).

ભગવાનો, તેમના જ્ઞાનનુ એમને ત્યાં કાંઈ લાગતું વળગતું નથી તેમના જ્ઞાનના સ્મારકના સંભારણાનું તેમણે એક પર્વ પણ રાખ્યું નથી, પરંતુ ચાર દિવસ ઉપર થઈ ગએલા નવા સાધુઓના જ્ઞાનનું પર્વ તેમણે પકડી રાખ્યું છે કોર્ટની દૃષ્ટિએ દિગંબરોના ચોપડા નવા લખાએલા છે અને તેથી તે વિશ્વાસપાત્ર ઠરતા નથી. દિગંબરોને ત્યા આ રીતે ભગવાન્ શ્રીજિનેશ્વરોનું કાંઈ લાગતું વળગતુ નથી. ગણધરમહારાજો સાથે કાંઈ સંબંધ નથી, પરંતુ પુષ્પદંત, ભૂતબલી સાથે એમનો સંબંધ છે

## દિગંબરોને કોનું શાસન ?

દિગંબરોનું શાસન એ ભગવાન્ શ્રીજિનેશ્વરોનું શાસન છે કે અર્હદ્બલી, (પુષ્પદંત) ભૂતબલીનું શાસન છે ? તેનો વિચાર કરો ! વળી પુષ્પદંત, ભૂતબલી એમણે ગ્રંથ રચ્યો અને તે પૂર્ણ થયો તે જ દિવસથી તેમણે પર્વ ઉજવવા માંડયું કે પર્વનો મહોત્સવ પાછળથી શરૂ કર્યો તે બીજો પ્રશ્ન છે.

## દિગંબર શાખામાં ગ્રંથો જ ન હતા.

પુષ્પદંત ભૂતબલીએ ગ્રંથ રચ્યો. એ દિગંબરોના જાણવામાં કેવી રીતે આવ્યું છે એનો પણ તેમની પાસે કાંઈ જવાબ નથી. ગણધરમહારાજાઓએ આગમોની રચના કરી એ વાત તો સર્વને સાધારણ રીતે જાણવામાં આવી હતી કારણ કે ગણધરમહારાજાઓ જ્યારે દીક્ષા લે છે, ત્યારે સમવસરણ હોય છે, ઇન્દ્રો હોય છે, વાસ-ક્ષેપ કરાય છે, પૂર્વો હોય છે;

(जदा य गणहरा सव्वे पव्वजिता ताहे किर एगनिसेज्जाए एगारस अंगाणि चोद्दसहिं चोद्दस पुव्वाणि एवं ता भगवता अत्थो कहितो, ताहे भगवंतो एगपासे सुत्तं करेंति, तं अक्खरेहिं पदेहिं

એક સારામાં સારો ઐતિહાસિક પ્રસંગ છે અને તે ઐતિહાસિક પ્રસંગ આજના કહેવાતા સુધારકોએ પણ આગમોની આવશ્યકતા સમજવા માટે ખ્યાલમાં લેવો જરૂરી છે.

## દિગંબરોને પહેલાં શાસ્ત્રો હતાં કે નહિ ?

દિગંબર જૈનો જ્ઞાનપંચમીના ઉત્સવવેળાએ તે પુસ્તકનો વરઘોડો કાઢે છે. એ વસ્તુનો ખાસ વિચાર ન કરીએ તો પણ એવો પ્રશ્ન તો સ્વાભાવિક રીતે જ જન્મે છે કે સઘળા જ્ઞાન માત્રની આરાધનાનો આ ઉત્સવ છે, તો પછી તે સઘળું મૂકીને પુષ્પદંત-ભૂતબલીએ રચેલા માત્ર એક જ પુસ્તકને સ્વીકારી લેવું અને એ એક જ શાસ્ત્રના રચનારાના માનમા ઉત્સવ પણ યોજી દેવો એ શું વાસ્તવિક છે ? કોઈ પણ સજ્જન એ વાતનો સ્વીકારવા તૈયાર જ નથી થવાનો કે સઘળા જ્ઞાનનો ઉત્સવ કરવાનુ તજી દઇને તેમજ ગણધર ભગવાન્ વગેરેના ચૌદ પૂર્વોનો મહોત્સવ તજી દઈને, અને બીજા આચાર્યોના ગ્રન્થોનો મહોત્સવ તજી દઇને અથવા તેમના ઉત્સવો ન કરીને બે સાધુઓનો જ કરવો. વળી સઘળા જ્ઞાનને ઉઠાવીને એક જ શાસ્ત્રમા બેસી જવું એ પણ વિચારવા જેવું છે. બીજો પ્રશ્ન એ છે કે પુષ્પદંત ભૂતબલી તો લગભગ ૯થી ૧૦મા સૈકામાં થયા હતા, ત્યારે શુ તે પહેલાં દિગંબરોના શાસ્ત્રો હતા કે નહિ ? આ સઘળા સવાલો એવા છે કે જેનો કોઈ જવાબ જ નથી.

વૈશાખ શુદ ૧૧ એ પણ જ્ઞાનની આરાધનાનો દિવસ છે, કારણ કે વૈશાખ શુદ ૧૦મે ભગવાનને જ્ઞાન ઉત્પન્ન થયું અને સે તીર્થ સ્થાપના થઈ છે. પરંતુ પાંચે જ્ઞાનની બહુમાન ારાધના કરવાને માટે તો શાસ્ત્રોએ યોજેલો કાર્તિક શુદ

છે. એટલુ જ નહિ પણ જેમને જ્ઞાનની આરાધના કરવી જ છે તેઓ પણ અનુકૂળ પડે તે સ્થળે જઈ જ્ઞાનની આરાધના કરી શકે છે. આ રીતે જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનનું સાધન એ ત્રણેના આરાધન માટે કાર્તિક માસ; અને જ્ઞાન પાંચ હોવાથી પંચમી; એ જ દિવસ જ્ઞાનપંચમી થવાને માટે પૂરી રીતે લાયક છે.

## જ્ઞાનની મહત્તા.

જ્ઞાનની મહત્તા સર્વશ્રેષ્ઠ, સર્વોત્કૃષ્ટ અને સર્વોપરી હોવાથી જ જ્ઞાનની આ મહત્તા જૈનદર્શનમાં સ્વીકારવામાં આવી છે. તત્ત્વદર્શનમાં જ્ઞાન દીપક સમાન છે. બીજા અનેક તત્ત્વોમા જ્ઞાન તત્ત્વ સુદર છે અને પ્રકાશ સમાન બળવાન છે. આ ભયંકર ભવ-સંસારને તરવાને માટે જ્ઞાન એ અત્યંત ઉપયોગી નૌકા છે અને તેથી જ જ્ઞાનની મહત્તા વધારે છે. નિવૃત્તિરૂપચારિત્ર, પ્રવૃત્તિરૂપ ચારિત્ર, દાન, ક્રિયા બધી પ્રવૃત્તિઓ ક્ષાયિકતાને અર્પણ કરનારી છે, છતાં તે સઘળી પ્રવૃત્તિઓનો છેવટે ત્યાગ કરવો જ પડે છે, એકલો જ્ઞાનગુણ જ એવો છે કે અંત સુધી તેનો ત્યાગ કરવો પડતો જ નથી, પરંતુ તે સાથેનું સાથે જ રહે છે. ભવનો જ્યાં અંત છે એવા સિદ્ધપણામાં પણ જ્ઞાનનો પ્રકાશ કાયમ રહે છે. સિદ્ધપણાને પ્રાપ્ત કરેલા આત્માઓ પણ જ્ઞાનનો ત્યાગ કરતા નથી, એથી સમજાય છે કે જ્ઞાન એ મોક્ષરૂપી મહાલયનો કીર્તિવંતો શણગાર છે.

વૈશેષિકો, નૈયાયિકો, બૌદ્ધો એ સઘળા મોક્ષ અને જ્ઞાન માને છે, બીજા સંખ્યાબંધ આર્યતત્વજ્ઞો કે જેઓ નને માનતા નથી, તેઓ પણ જ્ઞાન અને મોક્ષને સ્વીકારે તુ તેમના અને જૈનોના મોક્ષમાં ફેર એટલો જ છે કે તેમનુ

આ ધાર્મિક જ્ઞાનનો અને આજના પૈશાચિક જ્ઞાનનો કોઈએ સંબંધ જોડવાનો નથી. જે જ્ઞાન સંસારના બંધનોને વધારે છે સંસારના પાપતાપને વિસ્તારે છે, દુર્ગતિને માર્ગે આત્માને ધકેલીને તેને પુદ્દગલોના શૃંગો પર પણ બિરાજતો કરે તેવા જ્ઞાનને જૈનશાસન જ્ઞાન કહેતું જ નથી. એ જ્ઞાન તો મહાભયંકર અજ્ઞાન છે. જે જ્ઞાન મોક્ષ અપાવે તે જ્ઞાન છે આ જ્ઞાનની, આવા જ્ઞાનથી યુક્ત એવા જ્ઞાનીની અને એ જ્ઞાનનાં સાધનોની જે કોઈ સમજપૂર્વક ભક્તિ કરે છે, તે ભવ્યાત્મા આ ભયંકર સંસાર(સમુદ્ર)ને તરી જઈને ઉત્તમ આનંદને આપનારો એવો મોક્ષ મેળવી શકે છે.

(इय भावणाहिं सम्मं णाणी जिणवयणवद्धमइलक्खो ।
जलणोव्व पवणसहिओ समूलजालं दहइ कम्मं ॥
भव० भा० गा० ५०१)

---

# ભાદરવા શુદ ૫નું પર્વતિથિપણું.

## 'એ નહિ પર્વે પંચમી'નો ખુલાસો.

કેટલાક ભદ્રિક લોકો આચાર્ય ભગવાન્ યુગપ્રધાન શ્રી-કાલિકસૂરિજીએ ભાદરવા શુદ ૫ ની સંવત્સરી થતી હતી, તે પલટાવીને ભાદરવા શુદ ૪ ને દિવસે સંવત્સરી પ્રવર્તાવી. એ વાતને સંવત્સરીના પરિવર્તનમાં નહિ છતાં ભાદરવા શુદ ૫ નું પર્વતિથિપણું કેટલાકો ઉડાવી દે છે, અને તેમા 'એ પર્વે નહિ પંચમી, સર્વ સમાણી ચોથે' એ પંડિત શ્રીવીરવિજયજીએ ચૈત્યવં. માં કહેલું વચન આગળ કરે છે. પણ તે ધારણા શાસ્ત્રને નથી માત્ર કલ્પના છે

હીરસૂરિના છઠ્ઠતપના વચનથી પંચમીનું પર્વપણું.

તેવી જ રીતે હીરપ્રશ્ન ૭માં.

पर्युषणोपवासः पञ्चमीमध्ये गण्यते न वा ? इति

प्रश्नोऽत्रोत्तरम्-पर्युषणोपवासः षष्ठकरणसामर्थ्याभावे पञ्चमीमध्ये गण्यते, नान्यथेति ॥७॥, અને

षष्ठकरणशक्त्यभावे पञ्चम्युपवासः पञ्चम्यां विधीयतेऽथवा पर्युषणाचतुर्थ्यामिति ?

प्रश्नोऽत्रोत्तरं-पर्युषणायामुपवासे कृतेऽपि शुध्यति, श्रीहीरविजयसूरि प्रसादितप्रश्नसमुच्चयेऽपि तथैवोक्तत्वादिति ॥८१॥ સેનપ્રશ્ન ઉ૦ ૨ માં છઠ્ઠ કરવાની શક્તિ ન હોય તેને જ પચમી (ભાદરવા શુદ ૫)નો ઉપવાસ સંવચ્છરીના ચોથના ઉપવાસની અંદર ગણી લેવાનુ જણાવે છે.

સંવચ્છરીના પલટાથી પંચમીનું પર્વપણું ન જાય.

આ બધા ઉપરથી સ્પષ્ટ થશે કે ભાદરવા શુદ પાંચમની સવચ્છરી પલટયા છતાં પણ તેનું પર્વતિથિપણું પલટાયું નથી અને ભાદરવા શુદ પાંચમનુ પર્વતિથિપણુ સાબીત રહેલુ હોવાથી જ શ્રીતત્ત્વતરંગિણી પૃ ૫

किंच-पर्युषणाचतुर्थ्या क्षये पञ्चमीस्वीकारप्रसङ्गेन त्व व्याकुलो भविष्यसीत्यपि ज्ञेयम्।

એ વાકય કહીને ઉપાધ્યાયજી શ્રીધર્મસાગરજીમહારાજ પર્યુષણાની ચોથના ક્ષયે ખરતરોને ભાદરવા શુદ પાંચમનું પર્વતિથિપણું જાણીને સવચ્છરી કરવાનો પ્રસ ગ જણાવે છે

ઉપર જણાવેલા મુદ્દા પામીને શાસ્ત્ર અને પરંપરાને માનનારા મનુષ્યો તો ભાદરવા શુદ પચમીનું પર્વતિથિપણુ તો માન્યા સિવાય રહેશે જ નહિ, તેથી તેનો ક્ષય કે વૃદ્ધિ માનવા થશે નહી

## પં૦ વીરવિજયજીનું વચન

પંડિત શ્રીવીરવિજયજીમહારાજશ્રીએ તો શ્રીકલ્પસૂત્ર વાચન શ્રવણને અંગે જ પાંચમનો આદેશ ચતુર્થીમાં જણાવેલા છે તેથી પહેલા લખે છે કે પંચમી દિને વાંચે સુદ, દોય વિરાધી નિયમા એ પાઠ વીરવિજયજીના બન્ને વચનો ચોથની સંવચ્છરીના પ્રતિપાદનના અને પંચમીએ કલ્પ નહિ વાંચવાના છે, તેથી વીરવિજયજીના નામે આદરવા શુદ પંચમીનું પરતિથિપણું ઠગાવવું તે અજ્ઞાનના અને મહાપુરુષોના વચનની અવજ્ઞા કરનારું છે

卐

# કાર્તિકીપૂર્ણિમા—દેશના.

## ( સિદ્ધાચલનો મહિમા )

### સર્વદર્શન માન્ય શ્રીઆદિદેવ કલ્યાણપ્રદ હો.

ऐन्द्रश्रेणिनत. श्रीमान्नन्दतान्नाभिनन्दन ।

उद्दधार युगादौ यो, जगदज्ञानपङ्कतः ॥१॥

( अष्टा० सा० )

### અવતારમાંથી ઈશ્વર કે ઈશ્વરમાંથી અવતાર?

આ જગતમાં સર્વે આસ્તિક દર્શનકારો ભિન્ન ભિન્ન મન્તવ્યો ધરાવે છે, છતાં દેવ, ગુરૂ, ધર્મ એ ત્રણ તત્ત્વોને માને છે. દેવતત્ત્વ, ગુરૂતત્ત્વ કે ધર્મતત્ત્વના મન્તવ્યમાં મતભે[દ] નથી. મતભેદ વ્યક્તિગત છે વૈષ્ણવો વિષ્ણુને દેવ માને [છે] શૈવો શિવને દેવ માને છે, જ્યારે સ્માર્તો બ્રહ્માને દેવ મા[ને] છે. એક દેવ એવા છે કે જેને જેમના શુદ્ધ નામે સર્વ દર્શ[ને] માંતરે પણ માનેલા છે; માન્યા વિના તેમનો છૂટકો થ[...] દેવ કયા? શ્રીઆદિનાથ ભગવાન તેમને દરેક દર્શન-

ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥
महा० स्तो० श्लो० ४४).

જૈનો જે ઇશ્વરને માને છે તે આદર્શરૂપ છે તે ઈશ્વરે અવતારમાંથી ઈશ્વરપણું શી રીતે મેળવ્યું, આશ્રવોનો શી રીતે ત્યાગ કર્યો, સંવર શી રીતે સાધ્યો, નિર્જરા શી રીતે કરી, ઉપસર્ગ પરીષહ સમભાવે શી રીતે સહ્યા? અડગપણે શી રીતે સ્વ-સામર્થ્ય સંપાદન કર્યું? ઘાતીકર્મો, અઘાતીકર્મોનો શી રીતે સદંતર નાશ કર્યો? કેવળજ્ઞાન દર્શનાદિ આત્મીય ગુણ ચતુષ્ટય શી રીતિએ હસ્તગત કર્યું? અને મુક્તિ-કમલાને શી રીતે વર્યા? એ જાણવાનો આદર્શ તે ઈશ્વર. જૈનો આવા આદર્શમય ઈશ્વરને માને છે ઈતરોમાં આદર્શ કયો? ઇશ્વરે અવતાર લઇને કરેલી લીલાઓ

( 'नूतनजलधररुचये गोपवधूटीदुकूलचौराय।
तस्मै कृष्णाय नम संसारमहीरुहस्य बीजाय ॥ कारि० का० ॥ १ ॥).

સાધ્યાનુસાર આદર્શ જોઈએ.

ઈતરો એક જ ઇશ્વરને માને છે, પરન્તુ તેને ય વારવાર અવતાર ધારણ કરવો પડે એવું તેઓ માને છે. ઇશ્વર એક, પણ અવતાર તો અનેક, એમ પણ માને છે.

('यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ! ।
अभ्युत्थानमधर्मस्य, तदाऽऽत्मानं सृजाम्यहम् ॥
भग० गीता अ० ४ श्लो० ७).

જૈનો ઇશ્વર અનેક અનંત માને છે. જેવો આદર્શ હોય તેવું સાધ્ય સધાય; જેવું સાધ્ય સાધવાનુ હોય તેવો આદર્શ હોવો જોઇએ. આ સમજાશે એટલે શ્રી જિનાલયમા પ્રવેશ કરતાં જ શ્રીજિનેશ્વરદેવનું મુખકમલ નિરખતાં જ તમે જે શ્લોક બોલો છો તે કેમ બોલો છો તે યથાર્થપણે પરિણમશે. (સમજાશે)

શ્રીઋષભદેવજી પરમૈશ્વર્ય આપનારા થાઓ.

શ્રીઋષદેવજી ભગવાન્, માર્ગના કેટલા આંતરે થયા! અઢાર કોડાકોડી સાગરોપમના આંતરે થયા છે

('अष्टादशकोटिकोटि-सागरभ्रष्टधर्मिणाम् ।
जयोद्धारकर ! स्वामिन् ! तमोभरविरोचन ! ॥
शत्रुं० मा० स० २ श्लो० ३८ ).

એમના વખતમાં યુગલિકો હતા

( तथा कान्त्या च बुद्धया च अभ्यधिकस्तेभ्यो-मिथुनकमनुष्येभ्य इति ॥ आव० हरि० पृ० १२६ ).

એ દુનિયા કેવલ મોજમાં પડી ગઈ હતી, ઇંદ્રિઓના વિષયો વિના બીજી વાત ન હતી, ધર્મનું નામ પણ ન હોતું તે વખતે ધર્મ સ્થાપવો કેટલો મુશ્કેલ.

શ્રીઋષભદેવજી ભગવાન માટે તો તમામ વૈભવ અભૂતપૂર્વ હતો. એમની નગરી પણ ઇંદ્રનિર્મિત હતી

('आभोएउं सक्को उवागओ तस्स कुणइ अभिसेअं ।
मउडाइअलंकारं नरिंदजोग्गं च से कुणइ ॥१९९॥
भिसिणीपत्तेहिअरे उदय घित्तुं छुहंति पाएसु ।
साहु विणिआ पुरिसा विणीअनयरी अह निविट्ठा ॥२००॥
आव० नि०).

દેવતાઈ ઠકુરાઈ હતી. ભોજન માટે ફલોઆદિ પણ દેવતાઓ દેવકુરૂઉત્તરકુરૂમાંથી લાવીને હાજર કરતા હતા.

( भगवांस्तु ऋषभनाथो यावद्यापि प्रव्रज्यां न प्रत्यपद्यत तावद्देवोपनीतमेवाहारमुत्तरकुरुगतकल्पद्रुमफलरूपमुपभुक्तवानिति । आव० मलय० पृ० १९२ ).

અનેક દેવો સેવામાં હતા. આ વખતે શ્રીઋષભદેવજીએ ' આચર્યો અને સ્થાપ્યો.

(इमं च णं भव्वजीवरक्खणट्ठयाते पावयणं भगवया सुकहियं अत्तहियं पव्वाभावियं आगमेस्सि भद्दं सुद्धं नेयाउयं अकुडिलं अणुत्तरं सव्वदुक्खपावाण विउसमणं, प्रश्न० सू० २२),

ભોગજીવન અને ત્યાગજીવન એ ઉભયજીવનના શ્રીઋષભદેવજી ભગવાન્ પ્રથમ પ્રવર્તક છે.

(तंजहा-उसभे इ वा, पढमराया इ वा, पढमभिक्खायरे इ वा, पढमजिणे इ वा, पढमतित्थयरे इ वा ॥ कल्प० सू० २१०,

अरहा कोसलिए पढमजिणे पढमकेवली पढमतित्थयरे पढमधम्मवरचक्कवट्टी समुप्पजित्थे, जम्बू० प्र० सू० ३०).

તે શ્રીઋષભદેવજીભગવાને શ્રીસિદ્ધગિરિરાજનો મહિમા પ્રવર્તાવ્યો.

(देशनान्ते प्रभुः प्राह, पुण्डरीकं गणेश्वरम् ॥
शत्रुञ्जयः पर्वतोऽयं, तीर्थराड् निर्वृतेर्गृहम् ॥२०॥
प्राणिभिर्यः समारूढै-र्लोकाग्रमतिदुर्लभम् ।
अवाप्यते स तीर्थेश., शाश्वतोऽयं गिरिर्वर : ॥२१॥
अनादितीर्थमेतद्धि सिद्धास्तीर्थकृतोऽत्र च ।
अनन्ता मुनयश्चापि, क्षिप्त्वा स्वकर्मसञ्चयम् ॥२२॥
शत्रुं० मा० स० ५).

કાર્તિકી પૂર્ણિમા અને સિદ્ધક્ષેત્ર.

જૈનજનતા તેમજ જૈનેતરો પણ ધર્મની અપેક્ષાએ કાર્તિકી પૂર્ણિમાને જેમ પવિત્ર માને છે, તેવી જ રીતે પૂર્વકાળમાં સમગ્ર લોકો પણ તે દિવસને ઘણા મોટા તહેવાર તરીકે માનતા હતા અને તેથી કાર્તિકી પૂર્ણિમાના તહેવારને કૌમુદી મહોત્સવ કહેતા હતા. જેમ સામાન્ય લોકો રંક કે રાજા, દરિદ્ર કે શ્રીમાન્ તે કૌમુદીના દિવસને એક મહોત્સવના તરીકે માનતા હતા, તેમ તે લોકોને મહોત્સવ તરીકે

ચલ ગિરિરાજના દર્શનનો લાભ લેવાય તે માટે તે ગિરિરાજના પટો ગિરિરાજની દિશાએ ગામ બહાર બંધાવીને પોતાના સુકૃતનું સિંચન કરે છે. સર્વ જૈનોને અંગે આવો આ એક જ અપૂર્વ દિવસ છે કે જે દિવસે સર્વ ભાવિક જૈનોથી આદિ તીર્થયાત્રાને અંગે અને તેમા વળી શ્રીસિદ્ધગિરિ જેવા અંશાવતાદિ ચઉદ ક્ષેત્રોમાં ન મળી શકે તેવા અપૂર્વ તીર્થને અંગે ગામ બહાર જઈ પટના દર્શન કરી તીર્થયાત્રાનો અપૂર્વ લાભ મેળવાતો હોય.

સિદ્ધક્ષેત્રમાં અન્ય કરતાં અનંતા સિદ્ધ.

ધર્મિષ્ઠ મનુષ્યોની જ્યારે ઉપર જણાવ્યા પ્રમાણે તીર્થ ભક્તિ અંગે પ્રવૃત્તિ છે, ત્યારે કેટલાક સ્વયં નષ્ટ અને પરનાશકો પોતાની અક્કલની ખામીને અંગે કુતર્ક કરવા તયાર થાય છે કે સિદ્ધાચલજીની અધિકતા માનવાનુ કારણ શું? તો કે ધર્મિષ્ઠો તરફથી તેને કહેવામાં આવે છે કે આ ગિરિરાજ ઉપર કાંકરે કાકરે અનંતાઅનંત મોક્ષે ગએલા છે.

( अनन्तसिद्धसंस्थान-मनन्तसुखदायकम् ।
अनन्तभवपाथोधि-मध्यद्वीपमिवाङ्गिनाम् ॥
शा० मा० स० ५ श्लो० १४ )

અને તેથી આ ગિરિરાજ પરમ પવિત્ર હોઈ યાત્રાનું ધામ છે, છતાં આ સમાધાન અંગે પણ એમ કહે છે કે અઢીદ્વીપમાં એવો એક પણ કાંકરો નથી કે આ અનાદિ કાળચક્રને અંગે જ્યાં અનંતા મોક્ષે ન ગયા હોય, અને તેથી અઢીદ્વીપમાં સરખું જ એ ગિરિરાજનું પણ ક્ષેત્ર હોવાથી તેનો અધિક મહિમા તેઓના ધ્યાનમાં ઉતરતો નથી, પણ તે કુતર્ક કરનારાઓ એટલુ નથી સમજી શકતા કે અઢીદ્વીપના સર્વ સ્થાનો કરતાં અહીં મોક્ષે ગયેલાની સંખ્યા અનંતગુણી છે.

આવી રીતે શ્રીઋષભદેવભગવાન્ જ સિદ્ધગિરિના મહિમાના પ્રથમ પ્રવર્તક છે તે શ્રીઋષભદેવભગવાનને શાસ્ત્રકારો મંગળાચરણમાં જણાવે છે. તે ઇન્દ્રોના સમુદાયથી નમસ્કાર કરાયેલા ભગવાન્ ભવ્યાત્માઓને સમૃદ્ધિદાયક, દિવ્યજ્યોતિદાયક અને કલ્યાણકર હો.

એવા શ્રીઆદિદેવે બતાવેલો અવતારમાંથી ઈશ્વર થવાના માર્ગને જે ભવ્યાત્માઓ અનુસરશે તેઓ આ ભવ પરભવ કલ્યાણમાંગલિક માળાને ધારણ કરી ઉત્તરોત્તર પ્રગતિશીલ બની પરમૈશ્વર્ય પ્રાપ્ત કરશે અર્થાત્ પરમેશ્વરપદે બિરાજમાન થશે

પોતાનું મન, વચન ને કાયાનું બળ ક્ષીણ થએ છતે બીજાની કરાવેલી જ બધી ચેષ્ટા થાય છે.

---

કર્મના ઉદયને વિચારનાર દુઃખી એવો બુદ્ધિમાન્ પોતાના સ્વરૂપને પામે છે અર્થાત્ આત્મસ્વરૂપમાં સ્થિર થાય છે

---

કરવાને નહિં કરવાને અને અન્યથા કરવાને-પલટાવાને જો તું સમર્થ નથી, તો પછી શાંતિનો આશ્રય કર!

卐

('तिहीसु य'त्ति मदनत्रयोदश्यादि तिथिषु 'पव्वणीसु य'त्ति पर्व्वणीषु च कार्त्तिक्यादिषु 'उस्सवेसु य' प्रियसङ्गमादिमहेषु, भग० टीका० पृ० ४७६)

રાજકીય સંસ્થાઓમાં રાજકીય ઉદ્દેશ પાર પાર પાડવા માટે તહેવારો તથા પર્વો રાખવામાં આવેલાં છે. જૈનશાસનમા પણ જૈનદર્શનના ધ્યેયાનુસાર તે પ્રકારનાં પર્વો તથા તહેવારો નિયત છે.*

પર્વ ને તહેવારનું લક્ષણ.

પર્વ તથા તહેવારમા ફરક શો? માસિક કે વાર્ષિક નિયમિત સમુદાયની અપેક્ષાએ હોય તે પર્વ. એક વસ્તુની મહત્તા માટે જે ઉત્સવ જોડાય તે તહેવાર. જેમકે શ્રીમહાવીરભગવાનનો નિર્વાણદિવસ તે દીવાળીનો તહેવાર. જ્ઞાનપંચમી દરેક શાસનમા કરવાની માટે પર્વ. આઠમ, પૂનમ, ચૌદશ, નિયમિત આરાધવાના માટે તિથિ. જૂદા જૂદા મુદ્દાથી ઉત્સવો નિયમિત કરવામાં આવે તે તહેવાર

મૌનએકાદશીપર્વનું ધ્યેય.

મૌન એકાદશી પહેલાં હતી દરેક મહિને અગીયારશ

---

* અન્યોની તિથિઓ, પર્વો અને ઉત્સવો આરભસમારભની પ્રવૃત્તિવાળાં છે. જ્યારે જૈનોના તિથિ, પર્વો ને તહેવારો આત્મકલ્યાણની અપેક્ષાએ છે.

| ઈતરો | જૈનો |
|---|---|
| તિથિ-મદનત્રયોદશી વિગેરે, | અષ્ટમી વિગેરે. |
| પર્વો-કાર્તિકી વિગેરે, | જ્ઞાનપંચમી, મૌન એકાદશી વિગેરે. |
| ઉત્સવો-પ્રિયસગમાદિમહોત્સવો. | અષ્ટાહ્નિકા વિગેરે. |

**મૌનએકાદશીપર્વની મૌનમાં વિશિષ્ટતા.**

આજના તહેવારની વિશિષ્ટતા બીજી છે. સાવદ્ય કે નિરવદ્ય એક પણ વચન ન બોલતાં મૌન જ રહેવું એ 'મૌન એકાદશી' પર્વની વશિષ્ટતા છે. પાપને રોકવું તે શાસ્ત્રકારને ઇષ્ટ છે. નિર્જરા થાય તેવી પ્રવૃત્તિ શાસ્ત્રકારને ઇષ્ટ નથી તેમ નહિ.

**અભ્યાસ કરનારના પ્રકાર.**

અભ્યાસ કરનારા બે પ્રકારના હોય, એક ગુણી તથા એક અવગુણી. જે મનુષ્ય અભ્યાસના ગુણને ધ્યાનમાં રાખી બીજા ગુણને બાધ ન આવે તેમ અભ્યાસ કરે તે ગુણી. અસ્વાધ્યાય કાલ છોડી, સાધુથી કરાતો અભ્યાસ ગુણરૂપ છે. અસ્વાધ્યાય વખત ન જોવાય તે અભ્યાસનો અવગુણ છે.

**શિષ્યની પ્રાત: પૃચ્છા.**

શિષ્ય સવારના પહોરમાં પૂછે છે કે, 'મહારાજ! મારે આજ સ્વાધ્યાય કરવો કે વૈયાવચ્ચ?' ગુરૂ જેમ કહે તેમજ શિષ્યે અગ્લાનભાવે કરવાનું હોય

वन्दित्ता य तओ गुरुं ॥८॥

पुच्छिज्जा पंजलीउडो, किं कायव्वं मए इहं ।

इच्छं निओइउं भन्ते, वेयावच्चे व सज्झाए ॥९॥ उत्त० अ० २६).

આમ કોણ કરી શકે? ગુણી અભ્યાસક હોય તે જ આમ કરી શકે.

વચનને આધારે એ જ વિચાર કરવાનો છે. નિરવદ્યવચન. શુક્લધ્યાન કરવાને આજ્ઞા કરે છે, પણ તે બધા ગુણરૂપ છે.

**વચનનો ઘા ન રૂઝાય.**

આ માટે વચનની પ્રવૃત્તિ ઉપર અંકુશ ધરાવવો જોઈએ મન, વચન, કાયા એ ત્રણ યોગની પ્રવૃત્તિમાં મનુષ્યો માટે

